

॥ श्रीसूर्याय नमः ॥

श्रीयाज्ञिकनाथ विरचिता.

# जातकचंद्रिका.

मूळ श्लोक, अन्वय, गुजराती भाषांतर
अने स्पष्ट उदाहरण सहित.

भाषांतर कर्त्ता
सुरत निवासी.
ज्योतिर्विद् गौरीशंकर मंछाशंकर.

छपावी प्रसिद्ध कर्ता
शास्त्री गंगाशंकर मंछाशंकर
रैक (रायेकवाल.)

सुबोधिनी प्रिन्टींग प्रेसमां वैद्य भगवानलाल त्रिभुवने मालेकने माटे छाप्युं

संवत १९७२ सने १९१५

मूल्य रु० १ एक रुपीओ.

# પુસ્તક મળવાના ઠેકાણા.

## સુરત—શાસ્ત્રી ગંગાશંકર મંછાશંકર.

ઠે. મહીધરપરા હાળગીયાનો મોહોલ્લો—સુરત.

અમદાવાદ—સરસ્વતી ડીપો. એલ. એન્ડ એલ વ્યાસની કું.

ખાડીયા કવેશ્વરની પોળ સામે તથા મહાદેવ રામચંદ્ર જાગુસ્ટે.

ઠે. ત્રણ દરવાજા અમદાવાદ.

મુંબાઇ. પંડીત નારાયણ મુળજી બુકસેલર.

પંડીત જષ્ટારામ મુકુંદજી બુકસેલર.

ઠા. વસનજી પરમાનંદ ચાહવાળા

ઠે. કાળબાદેવીરોડ મુંબઈ.

સઘળા જાણીતા બુકસેલરો પાસેથી મળશે

---



---

આ "જાતકચંદ્રિકા" મુંબઇ નં. ૩૦૫ બજારગેટ કોટ સુબોધિની પ્રેસમાં શેઠ ભગવાનલાલ ત્રીભુવને છાપ્યું છે અને સુરતમાં મહીધરપરા હાળગીયાના મોહોલ્લામાં શાસ્ત્રી ગંગાશંકર મંછાશંકરે પ્રગટ કર્યું છે.

# અર્પણ પત્રિકા.

રા. રા. શ્રીયુત્ મંછાશંકર જીવણરામ.

બી. એ. એલ એલ. બી.

વકીલ–હાઇકોર્ટ.

નિવાસ–મુંબઇ,

**સુજ્ઞ વિદ્યાવિલાસી મહાશય !**

આપશ્રીએ શ્રીમંત કુટુંબમાં જન્મ લઇ સંસ્કૃત ભાષાદ્વારા આપણા શાસ્ત્રોનું, તેમાં મુખ્યત્વે કરીને જ્યોતિઃશાસ્ત્રનું સેવન કરી યથાર્થ જ્ઞાન સંપાદન કરેલું હોવાથી, જે સમયે પાશ્ચાત્ય વિદ્યાથી સંસ્કૃત થયેલા હાલના યુવક વર્ગથી જે જ્યોતિઃશાસ્ત્ર વ્હેમરૂપ નિર્માણ થયું છે તે સમયે એ શાસ્ત્રની શ્રેષ્ઠતા તથા ખરૂં રહસ્ય સ્થાપિત કરવામાં આપે કરેલા પ્રયાસ તેમજ એ શાસ્ત્રના અભ્યાસની વૃદ્ધિ કરવાની આપની શ્રદ્ધા લક્ષમાં લઇ તથા સ્વધર્મ પ્રત્યે આપની અપૂર્વ પ્રીતિ અને એવાજ બીજા આપમાં રહેલા સર્વોત્કૃષ્ટ સદ્દગુણોથી આકર્ષાઇ આ લઘુ ગ્રંથ આપને નમ્રતા પૂર્વક અર્પણ કરવામાં મારામાં બાળપણથીજ વૃદ્ધિ પામેલા આપ પ્રત્યેના પૂજ્ય ભાવનો ઉદ્ધાર થયેલો માનું છું.

લી.

હું છું આપનો નમ્ર સેવક,

ગૌરીશંકર મંછાશંકર,

## પહેલી આવૃત્તિની
# પ્રસ્તાવના.

**गच्छतः स्खलनं क्कापिभवत्येवप्रमादतः ॥**
**हसंतिदुर्जनास्तत्र समादधतिसाधवः ॥ १ ॥**

"ચાલનાર મનુષ્યનું પ્રમાદથી અવશ્ય પડવું થાય છે. તેમાં દુર્જન મનુષ્યો હાસ્ય કરેછે. અને સાધુ પુરૂષો તેનુ સાંત્વન કરેછે." એ ન્યાયવડે મ્હારા ભાષાંતરમાં કોઇ જગ્યાપર ભ્રમ પ્રમાદથી સ્ખલન થયું હોયતો તે વાચનારે સુધારી લેવું એવી મારી નમ્ર વિનંતી છે

વિદ્વદ્વર્યજ્યોતિર્વિદ **'યાજ્ઞિકનાથ'ની જાતકચંદ્રિકા** ભાષાંતર અને ઉદાહરણ સહિત પ્રસિદ્ધિમાં મુકતાં મને ઘણો આનંદ થાય છે.

જ્યોતિષશાસ્ત્ર વેદના છ અંગોમાંનું એક અંગ છે; અને તેને વેદના નેત્રની ઉપમા આપવામાં આવી છે અર્થાત્ જ્યોતિષશાસ્ત્રનુ જો સારૂ પઠન કર્યું હોયતો તે વડે એક પ્રકારના દિવ્ય ચક્ષુ મનુષ્યને પ્રાપ્ત થાય છે. અને તેથી તેને ભવિષ્યનું દર્શન થાય છે.

જ્યોતિષશાસ્ત્રના મુખ્ય ત્રણ અંગ છે. (૧) સિદ્ધાંત, (૨) સંહિતા, (૩)હોરા, તેમાં આ જાતકચંદ્રિકામાં મુખ્યત્વે કરીને સિદ્ધાંત અને હોરાના વિષયની ચર્ચા કરી છે. અત્યારસુધીમાં જ્યોતિષને લગતા ઘણા ગ્રંથો પ્રસિદ્ધ કરવામાં આવ્યા છે પણ તેમાં વિશેષે કરીને ફળ ઉપર વધારે લક્ષ આપવામાં આવ્યુ છે; પણ ગણીતના વિષય તરફ તેટલું લક્ષ આપવામાં આવેલું દેખાતું નથી એ દોષ દૂર કરવાના હેતુથી આ પુસ્તક પ્રસિદ્ધ કર્યું છે, અને એ પુસ્તકનો, ઉદ્દેશ પાર પાડવામાં ફતેહમંદનીવડેતો મારી મહેનત સફળ થયેલી માની લઇશ.

આ જાતકચંદ્રિકાના છ પ્રબોધ કરવામાં આવેલા છે તેમાં [૧-૨] પ્રબોધમાં જન્મોત્રિમાં શું શું જોઇએ તે તેમજ અયન, ઋતુ, યોની ગણ, વગેરે બાબતોનો સમાવેશ કરવામાં આવેલો છે.

(૩) પ્રબોધ ઘણોજ અગત્યનો અને પુસ્તકમાં પ્રધાન પદ ભોગવે છે: કારણ તેમાં જન્મોત્રી તૈયાર કરવાનો ગણીતનો વિષય ચર્ચાવવામાં આવેલો છે જેમકે સર્વર્ક્ષ, ગતેષ્ટ ઇષ્ટ ઘટી વીગેરે કેવીરીતે કાઢવાં તે એમા સ્પષ્ટ જણાવવામાં આવેલું છે. દિનમાન તથા લગ્ન સિદ્ધ કરવાની રીત, તેમજ ભાવ હોરા, દ્રેષ્કાણ, સપ્તમાંશ, નવમાંશ, દ્વાદશાંશ, ત્રીશાંશ કુંડલીઓ સિદ્ધ કરવાની રીત ઘણીજ સરળ રીતે એમાં સમજાવવામા આવેલી છે, તે ઉપરાંત મૈત્રી, સપ્તકવર્ગ, અષ્ટકવર્ગ, વીગેરે ઘણી ઝીણી ઝીણી બાબતો જેનો જન્મોત્રીમાં સમાવેશ થાય છે તે સઘળાં સિદ્ધ કરવાની રીતનું યથાર્થ સ્પષ્ટકરણ કરવામા આવ્યું છે.

( ૪–૫ ) પ્રબોધમાં ગ્રહ અને રાશીઓના સ્વરૂપની સંજ્ઞાઓ આપેલી છે.

( ૬ ) પ્રબોધમાં મહાદશા, અંતરદશા, ઉપદશા, અનોદનદશા વીગેરે બાબતોનો સમાવેશ કર્યો છે,

એપ્રમાણે છ વિભાગ પાડી પુસ્તકની સમાપ્તિ કરવામાં આવી છે, અર્થાત્ આ પુસ્તકમાં એટલી બાબતોનો સમાવેશ કરવામાં આવ્યોછે કે તેના સંપૂર્ણ અધ્યયન પછી કોઇ પણ સાધારણ મનુષ્યને જ્યોતિષને લગતું ગણીત સમજવામાંકે કરવામાં કોઇ પણ જાતની હરકત પડશે નહીં.

આ પુસ્તકનું ખાસ લક્ષણ એની ગુજરાતી આપેલી ટીકા છે. મૂળ સંસ્કૃતમાં વિષયો સૂત્ર રૂપમાં ચર્ચાવેલા હોવાથી એટલા સંક્ષેપ અને ગુઢ રાખવામાં આવેલા છે કે તે ગુરૂ વગર સમજી શકાય તેવા નથી. એટલામાટે તે વિષયો વધુ સ્પષ્ટ રીતે સમજવવાના ઉદ્દેશથી અહીં એક જન્મોત્રી દૃષ્ટાંત રૂપે લીધી છે અને તેમાંથી વિષયોને અનુસરતા તે જન્મના ઉદાહરણો લઇ વિષયોમાં ઉત્પન્ન થતી શંકાઓનું સમાધાન વિસ્તાર પૂર્વક કર્યું છે; જેથી કોઇ પણ સાધારણ વાંચનારને એક વખત આ પુસ્તકના યથાર્થ અભ્યન કર્યા પછી જન્મોત્રી તૈયાર કરતાં અડચણ પડશે નહીં વળી તે ઉપરાંત જુદી જુદી કુંડલીઓ કોષ્ટકો, અને ચક્રો આ પુસ્તકમાં ઉમેરી તેની ઉપયોગીતામાં વધારો કરવા બનતો પ્રયાસ કર્યો છે.

માણસ ભુલને પાત્ર છે એટલે આ પુસ્તકમાં ભુલો તો રહી ગઇ હશે પણ વિદ્વજ્જનો તે કૃપા કરી સુધારી લેશે; અને મારા ઉપર લખી જણાવશે તો તેનો ઉપકાર સહિત સ્વીકાર કરી જો આ પુસ્તકની અન્ય આવૃત્તિ પ્રસિદ્ધ કરવાનો સમય આવશે તો તે વખતે તેમાં દાખલ કરવા ચુકીશ નહિં. * * *

---

## બીજી આવૃત્તિની પ્રસ્તાવના.



સદરહુ પુસ્તકની પ્રથમાવૃત્તિ સંવત ૧૯૬૫ માં બહાર પડી હતી. તે વખતે જો કે વિદ્વજ્જનો તરફથી મને સારૂં ઉત્તેજન મળવાની આશા હતી પરન્તુ આટલા ટુંકા વખતમાં મારે બીજી આવૃત્તિ બહાર પાડવી પડશે એ આશા નહોતી. છતાં વિદ્વજ્જનો તરફથી તથા અન્યસદ્‌ગૃહસ્થો તરફથી આ પુસ્તકની કરવામાં આવેલી કદર અને બહારથી આવેલી અગણિત માગણીઓને લીધે આજે હું આ ગ્રંથની બીજી આવૃત્તિ ઘણા સુધારા સાથે બહાર પાડવા ભાગ્યવાન થયો છું. એટલું જણાવી અત્રેજ વિરમું છું.

લી૦

સુરત.
સંવત ૧૯૭૧
ઇ. સ. ૧૯૧૫
શ્રાવણ વદ કૃષ્ણ જન્માષ્ટમી ને બુધવાર.

વિદ્વજ્જનાકાંક્ષિ

**ગૌરીશંકર મંછાશંકર જોષી.**

# વિષયાનુક્રમણિકા.

શીલાયંત્રમાં

॥ श्रीगणेशायनम ॥

श्री

# जातकचंद्रिका.

सूर्यः शौर्यमथेंदुरुच्चपदवीं सन्मंगलं मंगलः सद्बुद्धिं च बुधो गुरुश्च गुरुतां शुक्रः सुखं शं शनिः ॥ राहुर्बाहुबलं करोतु विपुलं केतुः कुलस्योन्नतिं नित्यं प्रीतिकरा भवंतु भवतां सर्वे प्रसन्नाः ग्रहाः ॥ १ ॥

ભાવાર્થ—સૂર્ય, શાર્યને વૃદ્ધિ કરો, ચંદ્રમા ઉચ્ચ પદવી આપો, મંગળ સારા મંગળ કાર્યની વૃદ્ધિ કરો, બુધ સદ્બુદ્ધિની વૃદ્ધિ કરો; ગુરૂ શ્રેષ્ટમાનની વૃદ્ધિ કરો; શુક્ર અને શની સુખની વૃદ્ધિ કરો; રાહુ ઘણા બાહુ બળની વૃદ્ધિ કરો, અને કેતુ કુલની ઉન્નતિ કરો એ પ્રમાણે અહનિશ પ્રીતિ કરનારા સર્વે ગ્રહો તમારી ઉપર પ્રસન્ન થાઓ.

विघ्नेशवाणीगिरिजारमेशपादांबुजान्येकधिया प्रणम्य ॥
अवाप्तसंनाकनिकेतसौख्ये श्रीनाकुमातुश्चरणांबुजे च ॥१॥

अ०—विघ्नेशवाणीगिरिजारमेशपादांबुजानि च अवाप्तसन्नाकनिकेतसौख्ये श्रीनाकुमातुः चरणांबुजे एकधिया प्रणम्य (इयं जातकचंद्रिका विरच्यते इति तृतीयश्लोकेनान्वयः) ॥ १ ॥

ભાવાર્થ—ગણપતી, સરસ્વતી, પાર્વતી, અને શ્રીકૃષ્ણના ચરણ કમળને, તથા, સ્વર્ગસ્થાનના સુખને પ્રાપ્ત થયેલા શ્રીનાકુ નામક-માતુશ્રીના ચરણકમળને પ્રણામ કરીને (યાજ્ઞિકનાથ આ જાતકચંદ્રિકા રચેછે એમ ત્રીજા શ્લોક સાથે સંબંધ છે) ૧

वेदार्थरत्नाकरपारगामी तदुक्तकर्माचरणाभिमानी ॥
जंबूसरस्थाद्विजपद्मवृंदप्रकाशसूर्योहरजिद्द्विजोऽभूत् ॥२॥

अ०—वेदार्थरत्नाकरपारगामी तदुक्तकर्माचरणाभिमानी जंबूसरस्थद्विजपद्मवृंदप्रकाशसूर्यः । "हरजित" द्विजः अभूत् ॥ २ ॥

ભાવાર્થ—વેદ (ઋગ્યજુ, સામ, અથર્વના અર્થરૂપ સમુદ્રનાપાર પામેલા અને વેદોકતકર્મના આચરણના અભિમાની (અર્થાત્ શ્રૌતસ્માર્તકર્માનુષ્ઠાન તત્પર) અને જંબૂસરમાં રહેનાર બ્રાહ્મણકમળ સમૂહને પ્રકાશ કરનાર સૂર્ય જેવા 'હરજી,' નામના બ્રાહ્મણ હતા. ૨

**आचाररत्नाकरमंदराद्रिस्तत्सूनुरासीद्बलभद्रनामा ॥ तत्सूनुना याज्ञिकनाथनाम्ना विरच्यते जातकचंद्रिकेयम् ३**

अ०—तत्सूनुः आचाररत्नाकरमंदराद्रिः "बलभद्रनामा" आसीत् तत्सूनुना "याज्ञिकनाथ" नाम्ना इयं जातचंद्रिका विरच्यते॥३

ભાવાર્થ-તેના આચારરૂપ સમુદ્રમાં મંદરાચળપર્વતજેવા "બળભદ્ર" નામના પુત્ર હતા, તેના પુત્ર "યાજ્ઞિકનાથ" આ જાતકચંદ્રિકા રચેછે. ૩

**त्रिपुरविजयकाले शंकरेणाथ धात्रा निजकृतपरिसिद्धै देवतावृंदैः स्मृतो यः ॥ त्रिभुवनजयकार्ये कामदेवेन नूनं हरतु सकलविघ्नं विघ्नराजः सदेवः ॥ ४ ॥**

अ०—अथ यः देवः त्रिपुरविजयकाले शंकरेण निजकृतपरिसिध्यै धात्रा देववृंदैः च त्रिभुवनजयकार्ये कामदेवेन नूनं स्मृतः सः विघ्नराजः (नः सकल विघ्नं हरतु ॥ ४ ॥

ભાવાર્થ—ત્રિપુરાસુરના વિજય સમયે શંકરે, પોતાના કાર્યની સિદ્ધિ માટે બ્રહ્મદેવે તથા બીજા સઘળા દેવતાઓએ અને ત્રિભુવનના (સ્વર્ગ મૃત્યુ પાતાળના) વિજય સમયે કામદેવે જેનું સ્મરણ કર્યું છે તે વિઘ્નરાજ અમારાં સર્વ વિઘ્નોને હરણ કરો. ૪

**नित्यं नृत्यतु तन्मुखांगणगता वाग्देवता सुस्थिरा पद्मा तन्निलयाश्रया विलसतां कांतिः शरीरे स्थिरा ॥ आयुर्भूरितरं शरीरमगदं नित्यं प्रसादो हरेर्यस्येयं विमला सुशास्त्ररचिता पत्री मया लिख्यते ॥ ५ ॥**

अ०—यस्य मया इयं सुशास्त्ररचिता विमला पत्री लिख्यते तन्मुखां गणगता वागदेवता नित्यं नृत्यतु तन्निलयाश्रया पद्मा सुस्थिरा ( भवतु ) शरीरे स्थिरा कांतिः विलसतां आयुः भूरितरं शरीरं अगदं नित्यं हरेः प्रसादः ( अस्तु ) ॥ ५ ॥

ભાવાર્થ—જેની આ સુશાસ્ત્રરચિત નિર્મળ હું જન્મ પત્રિકા લખું છું તેના મુખ રૂપ દ્વારનેવિષે સરસ્વતી હમેશાં નૃત્યકરો, તેનાં ઘરમાં રહેલી લક્ષ્મીજી સ્થિર થઈરહો, શરિરઉપર કાંતિ સ્થિરરહો, આયુષ્યવધો. શરિર રોગરહિત થાઓ, અને અહર્નિશ ભગવાનની કૃપાથાઓ. ૫

स्वकीयभाग्यान्यवगंतुमुच्चैरापत्पयोराशिमपि प्रतर्तुं ॥ धनं तथोपार्जयितुं नराणां होरां विना नान्य इहास्त्युपायः ॥६॥

अ० इह नराणां स्वकीयभाग्यानि अवगंतु उच्चैः आपत्पयोराशिं अपि प्रतर्तुं तथा धनं उपार्जयितु होरां विना अन्यः उपायः नास्ति॥

ભાવાર્થ—પોતાનું ભાગ્ય જાણવાને, દુઃખરૂપ સમુદ્ર તરવાને અને દ્રવ્ય મેળવવાને મનુષ્યોને જ્યોતિઃશાસ્ત્ર વિના આ સંસારમાં બીજો ઉપાય નથી. ૬

रविः पैत्र्यं मातुर्विधुरतिसहोत्थादवनिजो बुधःसौख्यं सौतं वितरतु गुरुर्जीवितमथा ॥ भृगुः सुप्रेयस्याः शनिरतिसुखं दासजनितं शिशोस्तेषां तेषां भवतु च सुखं बालजनितं ॥७॥

अ०—रविःपैत्र्यं सुखं वितरतु विधुः मातुः सुखं अवनिजः अतिसहोत्थात् बुधः सौतं सौख्यं गुरुः जीवितं अथ भृगुः सुप्रेयस्याः शनिः दासजनितं अतिसुखं शिशोः तेषां तेषां ( ग्रहाणां ) बालज-नितं सुखं भवतु ॥ ७ ॥

ભાવાર્થ—સૂર્ય, પિતાના સુખની વૃદ્ધિ કરો, ચંદ્રમા, માતાના સુખની, મંગળ સહોદર ( ભાઈ બેહેન ) ની, બુધ પૌત્રની, બૃહસ્પતિ આયુષ્યની, શુક્ર સુંદર સ્ત્રીના સુખની, અને શનિશ્ચર સેવકોના સુખની વૃદ્ધિ કરો, બાળકને તે તે ગ્રહોનું અત્યંત સુખ થાઓ. ૭

होराविधिर्योयवनादिसिद्धैर्विज्ञापितोऽहं विविधांस्तदर्थान् विज्ञाय सम्यग्धिषणानुसारात्कुर्वेऽधुना तं विदुषां सुखार्थम्

अ०—यः होराविधिः यवनादिसिद्धैः विज्ञापितः अहं विवि-धान् तदर्थान् सम्यक् विज्ञाय अधुना धिषणानुसारात् तम् ( होरा-विधि ) विदुषां सुखार्थं कुर्वे ॥ ८ ॥

ભાવાર્થ—યવનાચાર્ય પ્રભૃતિ વિદ્વાનો એ જે જ્યોતિઃશાસ્ત્રનો ક્રમ કહ્યો છે, તેના અનેક પ્રકારના અર્થોને સારી રીતે સમજીને મ્હારી બુદ્ધિ પ્રમાણે વિદ્વાનોના સુખને માટે તે ક્રમને હું કહું છું. ૮

विरंचिना या लिखिता ललाटपट्टे नराणां भुवि वर्णपंक्तिः॥ होरादृशा निर्मलया यथावत्तां दैवविद्वाचयतीह नान्यः ९

अ०—इह भुवि नराणां ललाटपट्टे विरंचिना या वर्णपंक्तिः लिखि-ता तां निर्मलया होरादृशा यथावत् दैववित् वाचयति अन्यः न॥९॥

ભાવાર્થ—આ સંસારમાં મનુષ્યોના લલાટપટલમાં બ્રહ્મા એ જે વર્ણ, પંક્તિ લખી છે તેને નિર્મળ જ્યોતિઃશાસ્ત્રરૂપ દ્રષ્ટિવડે જ્યોતિર્વિદ્ વાંચી શકેછે બીજો નહીં ૯

ज्योतिर्वि- ज्ञातविलेखनक्रमो विलेखितुं नो जनिपत्रिकां विभुः ॥ अतोऽहमादाविह लेखनक्रमं लिखामि सज्जातकतोऽवबुध्यहि ॥ १० ॥

अ०—अज्ञातविलेखनक्रमः ज्योतिर्विद् जनिपत्रिकां विलेखितुं नो विभुः अतः सज्जातकतः अवबुध्य अहं इह आदौ लेखनक्रमं लिखामि ॥

ભાવાર્થ—લખવાના ક્રમથી અજ્ઞાત જ્યોતિર્વિદ્ જન્મપત્રિકા લખવાને સમર્થ નથી, માટે હું પ્રાચીન જાતક શાસ્ત્રોમાંથી સમજીને પ્રથમ જન્મપત્રિકા લખવાનો ક્રમ કહું છું ૧૦

संवच्छाकौ चायनर्तु च मासपक्षौ तिथ्या सांगया युक् च वारः ॥ ऋक्षं योगस्तावुभावंगयुक्तौ लेख्यौ होरावेदिभि जन्मपत्र्याम् ॥ ११ ॥

अ०—होरावेदिभिः जन्मपत्र्यां संवच्छाकौ च अयनर्तू च मासपक्षौ सांगया तिथ्या युक् वारः ऋक्षं योगः तौ उभौ अंगयुक्तौ लेख्यौ॥

ભાવાર્થ—સંવત્, શક, અયન, ઋતુ, માસ, પક્ષ, ઘટીપળેયુકત તિથિ,વાર,નક્ષત્ર,અને યોગ એ જ્યોતિર્વિદોએ જન્મપત્રિકામાં લખવાં૧૧

करणं विधुराशिसंस्थितिर्हि नवभागप्रमितिः सदैवता च ॥ उडुयोनिगणौ च वर्णवर्गौ वयवर्क्षं युजिहंससूर्यभागाः१२

अ०—करणं विधुराशिसंस्थितिः सदैवता नवभागप्रमितिः उडुयोनि गणौ च वर्ण वर्गौ वयवर्क्षं युजिहंससूर्यभागाःलेख्याः ही ॥१२॥

ભાવાર્થ—કરણ, જન્મરાશીનો ચંદ્રમા, નવમાંશ અને તેનો સ્વામી નક્ષત્રની યોની, ગણ, વર્ણ, વર્ગ અવયવનક્ષત્ર યુંજા, હંસ, સૂર્યની-રાશી, અંશ કળાને વિકળા લખવાં. ૧૨

पंचांगशुद्धिरिष्टघटीविलग्नं ज्ञातिर्वटंको जनकाभिधानम् ॥ मातुस्तथाह्वापि च बालकस्य जन्मांगराश्योर्विलिखेच्च चक्रं

अ०—पचांगशुद्धी इष्टघटीः विलग्नं ज्ञातिः वटंकः जनकाभिधानं तथा मातुः आव्हा च बालकस्य अपि जन्मांगराश्योः चक्रं विलिखेत्॥

ભાવાર્થ—પંચાંગશુદ્ધિ, ઇષ્ટ ઘટીકા, લગ્ન, જ્ઞાતિ, અટક, પિતાનું નામ માતાનું નામ અને જન્મેલા બાળકનું નામ,જન્મચક્ર રાશીચક્ર લખવાં.

फलं च पंचांगभवं ग्रहाणां चक्रं ततो द्वादशभावचक्रं ॥
भावोद्भवं चक्रमतः खगानां फलं विलेख्यं खलु भावगानां ॥

अ०—पंचांगभवं फलं च ग्रहाणां चक्रं ततः द्वादशभावचक्र अतः भावोद्भवं चक्रं च भावगानां खगानां फलं विलेख्यं खलु ॥१४॥

ભાવાર્થ—પછી પંચાંગફળ, સૂર્યાદિ સપ્ત ગ્રહોનું ચક્ર. લગ્નાદિ દ્વાદશ ભાવનું ચક્ર લખવું, પછી ચલીત ચક્ર અને તેનું ફળ લખવું ૧૪

विंशोपकाभावभवाः खगानां लेख्याः ततो द्वादशभावचिंता ॥ आरोहसंज्ञं च तथा वरोहमनिष्टजातं च फलं विलेख्यं

अ०—खगानां भावभवा विंशोपकाः लेख्याः ततः द्वादशभावचिंता तथा आरोहसंज्ञं च अवरोहसंज्ञं च अनिष्टजातं फलं विलेख्यं॥

ભાવાર્થ—ગ્રહોના વિંશોપકાભાવ લખવા, પછી દ્વાદશભાવનો વિચાર, આરોહ તથા અવરોહનીસંજ્ઞા અને અનિષ્ટગ્રહોથી થનારૂ ફળ લખવું ૧૫

ग्रहेषु भावेषु च दृष्टिचक्रं खगामिनां दृष्टिफलं विलेख्यं ॥
षड्वर्गमैत्रीप्रभवं च चक्रं लेख्यं ततः सप्तकवर्गचक्रम्॥१६॥

अ०—ग्रहेषु च भावेषु दृष्टिचक्रं च खगामिनां दृष्टिफलं विलेख्यं च षड्वर्गमैत्रीप्रभवं चक्रं ततः सप्तकवर्गचक्रं लेख्यं ॥ १६ ॥

ભાવાર્થ—ગ્રહોનું તથા ભાવોનું દૃષ્ટિચક્ર, તેમની દૃષ્ટિનું ફળ લખવું, પછી ષડ્વર્ગ મૈત્રી ચક્ર, તથા સપ્તકવર્ગના ચક્ર લખવાં. ૧૬

मंदोत्थं वा सर्वतोभद्रचक्रं लेख्यं चक्रं सूर्यकालनलं च ॥
शुभ्रांशूत्थं चाष्टवर्गस्य चक्राण्यालेख्यादौ तत्फलं लेखनीयं

अ०-मंदोत्थं वा सर्वतोभद्रचक्रं लेख्यं च सूर्यकालानलं चक्रं शुभ्रांशूत्थं च आदौ अष्टवर्गस्य चक्राणि आलेख्य तत्फलं लेखनीयं॥

ભાવાર્થ—શનીચક્ર, સર્વતોભદ્રચક્ર લખવું. સૂર્યકાલાનલ, ચંદ્રકાલાનલ ચક્ર, પ્રથમ અષ્ટકવર્ગોના ચક્રો તથા તેમનું ફળ લખવું ૧૭

गोचरं फलमथांग ऋक्षजं चक्रमस्य च फलं परिलेख्यं ॥
द्विग्रहोद्भवमथात्रियोगजं राजयोगजनितं फलं च यत् ॥१८॥

अ०—अथ गोचरं फलं च अंगऋक्षजं चक्रं ततः अस्य फलं परिलेख्य अथ द्विग्रहोद्भवं त्रियोगजं च राजयोगजनितं यत् फलं तत् परिलेख्यं ॥ १८ ॥

ભાવાર્થ— ઔચરફળ, ષડક્ષનું ચક્ર અને તેનું ફળ લખવું પછી દ્વિ ગ્રહથી, ત્રિગ્રહથી, અને રાજયોગથી ઉત્પન્ન થયેલાં ફળલખવાં ૧૮

**भंगस्ततोऽन्येरुचकादियोगाः सप्तद्विसंख्यास्तु विलोक्य लेख्याः ॥ रश्मिप्रभूतं फलमत्रलेख्य दीप्तादियोगोपि च चंद्रयोगः ॥ १९ ॥**

अ०—ततः भंगः रुचकादियोगाः सप्तद्विसंख्याः अन्ये तुपुनः (योगाः) विलोक्य लेख्या अत्र रश्मिप्रभूतं फलं लेख्यं दीप्तादियोगः च चंद्रयोगः अपि (लेख्यं) ॥ १९ ॥

ભાવાર્થ—પછી તે તે યોગોના ભંગયોગ તેનું ફળ તેમજ બીજા રૂચકાદિ યોગો અને બીજા સત્તાવીશ યોગો લખવા; ઉચ્ચરશ્મીથી ઉત્પન્ન થયેલું ફળ, દિપ્તાદિયોગ અને ચંદ્રયોગ લખવો. ૧૯

**मार्तंडयोगश्च ततः प्रव्रज्यायोगोऽथरिष्टाख्यभवो विलेख्यः॥ तद्भंगयोगोऽप्यथदायपाकनिर्याणयोगाश्चविलेखनीयाः २०**

अ०—मार्तंडयोगः च प्रवृज्यायोगः अथ रिष्टाख्यभवः विलेख्यः अथ तद्भंगयोगः अपि (लेख्यः) च दायपाकनिर्याणयोगः विलेखनीयाः

ભાવાર્થ—સૂર્યયોગ, સન્યાસયોગ, રીષ્ટયોગ અને રીષ્ટભંગયોગ લખવા, પછી આયુર્દાચક, મહાદશા અને અંતર્દશાના ચક્રો તથા દશાઓનું ફળ અને નિર્યાણયોગ લખવો. ૨૦

**इतिश्रीयाज्ञिकनाथविरचितायांजातकचंद्रिकायां विलेखनक्रमाभिधानःप्रथमप्रबोधः । १ ॥**



# अथ द्वितीयप्रबोध प्रारंभ.

कर्कादिषट्के तरणौ तु याम्यं मृगादिके स्यादयनं च सौम्यं ॥ मीनाजयोः स्यात्तरणौ वसंतो गोयुग्मयोर्ग्रीष्म-समाह्वयः स्यात् । १ ॥

अ०—कर्कादिषट्के तरणौ याम्य अयनं स्यात् तु मृगादिके (षट्के) सौम्यं च मीनाजयोः तरणौ सति वसंतः स्यात् गोयुग्मयोः ग्रीष्मसमाह्वयः स्यात् ॥ १ ॥

ભાવાર્થ—કર્ક સંક્રાંતિના આરંભથી ધનસંક્રાંતિની આખર સુધી દક્ષિણાયન અને મકરસંક્રાંતિથી મિથુન સંક્રાંતિની આખર સુધી ઉત્તરાયન છે.

वर्षाभिधानो हरिकर्कयोर्हि शरदृतुर्वै घटकन्ययो श्च ॥ हेमंतनामालिभचापयोः स्यान्नक्रे च कुंभे सति शैशिर श्च

अ०—च हरिकर्कयोः वर्षाभिधानः तु घटकन्ययोः शरदृतुः अलिभचापयोः हेमंतनामा नक्रे च कुंभे सति शिशिरः (ऋतुः स्यात्)॥

ભાવાર્થ—મીન-મેષના સૂર્યમાં વસંતઋતુ, વૃષભ-મિથુનના સૂર્યમાં ગ્રીષ્મ ઋતુ, કર્ક-સિંહના સૂર્યમાં વર્ષાઋતુ, કન્યા-તુલાના સૂર્યમાં શરદ્ઋતુ જાણવી, વૃશ્ચિક-ધનના સૂર્યમાં હેમંતઋતુ, અને મકર તથા કુંભસંક્રાંતિ હોય તો શિશિર ઋતુ સમજવી. ૨

कर्कालिमीनाद्विजराशयः स्युः क्षत्राणि चापाजमृगेंद्रभानि गोनक्रकन्यास्तुविशो नृयुग्मतुलाघटाः शूद्रजना निरुक्ताः

अ०—कर्कालिमीनाः द्विजराशयः स्युः चापाजमृगेन्द्रभानि क्षत्राणि तु गोनक्रकन्याः विशः नृयुग्मतुलाघटाः शूद्रजनाः निरुक्ताः॥३॥

ભાવાર્થ—કર્ક, વૃશ્ચિક, મીન, રાશીનો બ્રાહ્મણવર્ણ; મેષ, સિંહ અને ધન રાશીનો ક્ષત્રિયવર્ણ, વૃષભ, કન્યા, મકર, રાશીનો વૈશ્યવર્ણ; અને મિથુન તુલા, તથા કુંભ રાશીનો શૂદ્રવર્ણ સમજવો. ૩

**तुरंगमो दस्रजलेशयोः स्याद्गजस्तु पौष्णांतकयोरथोविः॥**
**अग्नीज्ययोरिंदुकयोर्भुजंगो मूलेशयोः श्वादितिसार्पयो श्च**
**ओतुस्तथाखुर्भगपत्र्यनाम्नोः स्वात्यर्कनाम्नोर्महिषी पशुद्विट्**
**चित्रेंद्रवह्न्योर्मृगनामधेयो मैत्रेंद्रयोः स्यादजपादवस्वोः॥५॥**
**सिंहस्तथोभार्यमणोः पशुःस्याद्बभ्रुस्तु वैश्वाभिजितोरथेशिः**
**कपिस्तु नीरश्रवसोरिहोक्ता नक्षत्रयोनिर्गणमत्र वक्ष्ये ६**

अ०—दस्रजलेशयोः तुरंगमः स्यात् पौष्णांतकयोः गजः अथ अग्नीज्ययोः अविः इंदुकयोः भुजंगः मूलेशयोः श्वा च अदितिसार्प्पयोः ओतुः तथा भगपैत्र्यनाम्नोः आखुः स्वात्यर्कनाम्नोः महिषी चित्रेंद्रवन्ह्योः पशुद्विट् मित्रेंद्रयोः मृगनामधेयः स्यात् अजपादवस्वोः सिंहः तथा उभार्यमणोः पशुः स्यात वैश्वाभिजितोः बभ्रुः अथीशः नीरश्रवसोः कपिः इह नक्षत्रयोनिः उक्ता अत्र गणं वक्ष्ये ॥ ४ ॥ ५ ॥ ६ ॥

ભાવાર્થ—અશ્વિની, શતતારિકાની અશ્વયોની; ભરણી, રેવતીની હાથીયોની; કૃત્તિકા, પુષ્યની મેષયોની; રોહિણી—મૃગશીર્ષની સર્પયોની, આર્દ્રા, મૂળની શ્વાનયોની; પુનર્વસુ, અશ્લેશાની, માર્જારયોની; મઘા, પૂર્વાફાલ્ગુનીની મૂષકયોનિ; હસ્ત, સ્વાતિની મહિષિયોનિ; ચિત્રા—વિશાખાની વ્યાઘ્રયોનિ અનુરાધા, જ્યેષ્ટાની મૃગયોનિ પૂર્વાભાદ્રપદ, ધનિષ્ટાની સિંહયોનિ; ઉત્તરાભાદ્રપદ, ઉત્તરાફાલ્ગુનિની ગૌયોનિ; ઊત્તરાષાઢા, અભિજીતની નકુલયોનિ; અને પૂર્વાષાઢા, શ્રવણની વાનરયોનિ જાણવી. ૪–૫–૬

**पूर्वोत्तरार्द्रांतककानि मर्त्या मैत्रश्रुतीज्यांत्यरवींदुदस्राः॥**
**देवप्रसूस्वातियुतास्तुदेवा रक्षांसि यान्युर्वरितानि भानि ७**

अ०—पूर्वोत्तरार्द्रांतककानि मर्त्याः च मैत्रश्रुतीःज्यांत्यरवींदुदस्राः देवप्रसूस्वातियुताः देवाः यानि उर्वरितानि भानि( तानि )रक्षांसि ॥

ભાવાર્થ—પૂર્વાફાલ્ગુનિ, પૂર્વાષાઢા, પૂર્વાભાદ્રપદ, ઉત્તરાફાલ્ગુનિ, ઉત્તરાભાદ્રપદ, ઉત્તરાષાઢા, આર્દ્રા, રોહિણી, ભરણી એ નક્ષત્રોનો મનુષ્યગણ જાણવો. હસ્ત, સ્વાતિ, પુનર્વસુ, અનુરાધા, મૃગશીર્ષ, પુષ્ય, રેવતિ, શ્રવણ, અશ્વિની એટલાં નક્ષત્રોનો દેવગણ જાણવો. બાકીનાનો (અર્થાત્ વિશાખા, મૂલ, કૃત્તિકા, ચિત્રા, અશ્લેશા, મઘા, જ્યેષ્ટા, શતતારકા, ધનિષ્ટા, નક્ષત્રોનો ) રાક્ષસગણ સમજવો. ૭

अवर्गोहितार्क्ष्यः कवर्गो बिडाल श्चवर्गस्तु सिं.हष्टवर्गस्त-
थाश्वा ॥ तवर्गस्तु सर्पः पवर्गस्तथाखुर्यवर्गो मृगः स्याच्छ-
वर्गस्तुमीढः ॥ ८ ॥

अ०—अवर्गः तार्क्ष्यः स्यात हि कवर्गः बिडालः तु चवर्गः सिंहः
टवर्गः श्वा तु तवर्गः सर्पः तथा पवर्गः आखुः यवर्गः मृगः शवर्गः मीढः

ભાવાર્થ—અ, આ, ઇ ઉ, ઓ નો, ગરૂડવર્ગ જાણવો; ક, ખ, ગ ઘ, ઙ, નો માર્જારવર્ગ જાણવો; ચ, છ, જ, ઝ, ઞ, નો સિંહ વર્ગ જાણવો; ટ. ઠ, ડ, ઢ, ણ, નો શ્વાનવર્ગ જાણવો, ત, થ, દ, ધ. ન, નો સર્પવર્ગ સમજવો; પ, ફ. બ, ભ, મ, નો મૂષકવર્ગ ય, ર લ, વ, નો મૃગવર્ગ અને શ. ષ, સ, હ, નો મીઢકવર્ગ સમજવો.

षड्भानि पौष्णादिह पूर्वयुंजा मध्यास्तथा द्वादशशंकराच्च
अंत्यानु पौरंदरभान्नव स्याद् युंजा त्रिधेयंकथिता महद्भिः ॥

अ०—इह पौष्णात् षड्भानि पूर्वयुंजा तथा शंकरात् द्वादश
मध्ययुंजा नव पौरंदरभात् नव अंत्ययुंजा महद्भिः इयं त्रिधा युजा कथिता

ભાવાર્થ—રેવતી,થી મૃગશીર્ષ સુધી અધયુંજા, આરૂદ્રાથી અનુરાધા સુધી મધ્યયુંજા અને જ્યેષ્ઠાથી ઉત્તરાભાદ્રપદ નક્ષત્ર સુધીની અંત્યયુંજા સમજવી. ૯

रविभात्त्रयं त्र शिरोगतं मुखगतं त्रयमंसगतं द्वयं २
भयुगं २ खलु बाहुगतं द्वयं २ करगतं हृदये च भपंचकं॥
नाभौ गुदे चैककमत्र जान्वोर्भयुग्ममंघ्र्योर्युगले भषट्कं ॥
नराख्यचक्रं विलसन्निरुक्तमथांगनाचक्रमतः प्रवक्ष्ये ॥११॥

अ०—अत्र रविभात् त्रयं शिरोगतं त्रयं मुखगतं द्वयं अंसगतं
भयुगलं बाहुगतं खलु द्वयं करगतं च भपंचकहृदये ॥ अत्र नाभौ
गुदे च ऐककं भयुग्म जान्वोः अंघ्र्योः युगले भषट्कं इदं नराख्य-
चक्रम् विलसत् निरुक्तं अथ अंगना चक्रं अतः प्रवक्ष्ये ११

અવયવનક્ષત્ર વિષે સમજ—આમા બે ભેદ છે, એક પુરૂષાકારચક્ર છે. અને બીજું સ્ત્રીયાકારચક્ર છે, પુરૂષના જન્મપત્રિકામાં પુરૂષાકારચક્ર, અને સ્ત્રીની જન્મપત્રિકામાં સ્ત્રીયાકારચક્ર જોવું તેમાં પહેલા પુરૂષકારચક્ર કહે છે.

ભાવાર્થ—સૂર્યના મહાનક્ષત્રથી દિનનક્ષત્ર સુધી ગણના કરવી તેમાં

૧ થી ૩ નક્ષત્ર સુધી મસ્તક પર. ૪ થી ૬ સુધી મુખપર, ૭-૮ ખાંધપર ૯-૧૦ બાહુપર ૧૧-૧૨ હાથપર ૧૩-૧૪-૧૫-૧૬-૧૭ હૃદયપર ૧૮ નાભીપર ૧૯ ગુહ્યપર ૨૦-૨૧ ઘુટણુપર ૨૨ થી ૨૭ સુધી ચરણુ ( બેઉપગ ) ઉપર પુરૂષાકારચક્રમાં નક્ષત્રો જાણવાં. ૧૦-૧૧

शिरसि भत्रयमद्रिमितं मुखे गजमितं तु पयोधरगं लिखेत्॥
हृदयगं त्रितयं त्वथ नाभिगं त्रयमथो गुदगं त्रितयं न्यसेत्॥

अ०—भत्रयं शिरसि मुखे अद्रिमितं पयोधरगं गजमितं लिखेत् अथ हृदयगं त्रितयं च नाभिगं त्रयं अथो गुदगं त्रितयं न्यसेत् १२

ભાવાર્થ—હવે ઓયાકારચક્ર કહીયેછીયે. ઓયાકારમાં સૂર્ય મહાનક્ષત્રથી દીનનક્ષત્ર સુધી ગણુના કરવી, તેમાં ૧ થી ૩ મસ્તક પર, ૪ થી ૧૦ મુખ ઉપર ૧૧ થી ૧૮ સ્તન ઉપર ૧૯ થી ૨૧ હૃદય ઉપર, ૨૨ થી ૨૪ નાભી ઉપર, ૨૫ થી ૨૭ સુધી નક્ષત્ર ગુહ્ય ઉપર જાણુવા. ૧૨.

अग्निर्भूमिर्वायुवारीति हंसाः प्रोक्ता मेषाद्राशयो जन्मकाले ॥ एतत्पंचागाभिधं लेखनीयमादौ सम्यग्जन्मपत्र्यां ततोऽन्यत् ॥ १३ ॥

अ०—जन्मकाले मेषात् अग्निःभूमिः वायु वारि इति राशयः हंसःप्रोक्तःआदौ जन्मपत्र्यां एतत् पंचागाभिधं सम्यक् लेखनीयं ततः अन्यत् ( लेखनीयं )

ભાવાર્થ—જન્મ કાળમાં મેષરાશીથી અનુક્રમે, અગ્નિ, ભૂમિ, વાયુ, વારી, એ ચાર હંસ છે; ( અર્થાત્ મેષ, સિંહ- ધનનો અગ્નિ હંસ, વૃષભ કન્યા, મકરનો ભૂમિ હંસ, મિથુન, તુલા, કુંભનો વાયુ હંસ, કર્ક વૃશ્ચિક, મીન, રાશીનો વારીહંસ જાણુવો ) આ સઘળું જન્મ પત્રીકામાં લખવું. ૧૩

[illegible]चोलादस्त्रभंयाम्यभंचली[illegible]लेलो[illegible]भंस्या[illegible] ॥
ओवावीवूरोहिणीमार्गशीर्षंवेवोकाकक्रिघङछार्द्रकाच ॥
केकोहाहीचादितेभंचपुष्यंहूहेहाडाडि[illegible]डेडोभुजंगं ॥
मामी[illegible]मोपितृभंमोटटीटुभाग्यंटेटोपा[illegible]चोफाभिधानं ॥
हस्तारू[illegible]षणाठाक्ष[illegible]णपेपोरारीसोत्रकारंचवायुः ॥
रूरेरोताती[illegible]ततोऽग्निदेवंनानीनूनेमित्रभंप्रोक्तमत्र ॥ १६ ॥

ज्येष्ठाख्यंस्यान्नोयथीयूचरक्षोयेयोभाभीभूधफाढांबुसंज्ञं ॥
भेभोजाजीवैश्वभंचाभिजिद्धूजूजेजोखाखीखुखेखोश्रवश्च ॥
गागीगूगेवासवंवारुणगोसासीसूसेसोददीचाजपादं ॥
अहिर्बुध्न्यदूञझाथाक्षराणिदेदोचाचीपौष्णभप्रोक्तमत्र ॥

अ०—चूचचोला दस्रभं स्यात् च लीलुलेलो याम्यभं च अइउए अग्निभं, ओवावीवू रोहिणी, च वेवोकाकी मार्गशीर्ष, च कुघङछ आर्द्रका, ॥ केकोहाही आदितेः भं, च हूहेहोडा पुष्यं. च डीडुडेडोभुजंगं मामीमूमे पितृभं, मोटटीटू भाग्यं, च टेटोपापि उफाभिधान पुषणाठा अक्षराणि हस्ताख्यं स्यात् च पेपोरारी सौत्रकारं, च रूरेरोता वायुः च तीतुतेतो द्विदैवं अत्र नानीनूने मित्रभ प्रोक्तं ॥ नोययीयू ज्येष्ठाख्य च येयोभाभी रक्षः भूधफाढा अंबुसंज्ञं, भेभोजाजी वैश्वभं. च जूजेजोखा अभिजित् च खीखूखेखो श्रवः गागीगूगे वासवं, गोससीसू वारुणं, च सेसोददी अजपादं, च दूञझाथ अक्षराणि अहिर्बुध्न्यं च देदोचाची पौष्णभं अत्र प्रोक्तं १४ १५ १६ १७ १८

ચુચેચોલા અશ્વિની, એ પાંચ શ્લોકના ભાવાર્થ નીચે જણાવેલા કોષ્ટકમાં સ્પષ્ટ સમજાશે માટે એનું વધુ વિવેચન અત્રે કર્યું નથી.

| नक्षत्र | अ | भ | कृ | रो | मृ | आ | पु | पु | अ | म | पू | उ | ह | चि |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| १ पाद | चू | ली | अ | ओ | वे | कु | के | हु | डी | मा | मो | टे | पु | पे |
| २ पाद | चे | लू | इ | वा | वो | घ | को | ह | डु | मी | ट | टो | ष | पो |
| ३ पाद | चो | ले | उ | वी | का | ङ | ह | हो | डे | मु | टि | प | णा | रा |
| ४ पाद | ला | लो | ए | वु | की | छ | हि | डा | डो | मे | टु | पि | ठा | री |

| नक्षत्र | स्वा | वि | अ | ज्ये | मू | पू | उ | अ | श्र | ध | श | पू | उ | रे |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| १ पाद | रू | नि | ना | नो | ये | भु | भे | जू | खी | गा | गो | से | दु | दे |
| २ पाद | रे | तु | नी | य | यो | ध | भो | जे | खू | गी | स | सो | थ | दो |
| ३ पाद | रो | ते | नू | यी | भा | फा | जा | जो | खे | गू | सी | द | झा | चा |
| ४ पाद | ता | तो | ने | यू | भी | ढा | जी | खा | खो | गे | सू | दी | था | ची |

नक्षत्रवर्णाः कथिता मयैते प्रत्यंघ्रिनामानि तदादिमानि ॥
आलाइमेषेति च राशियोगादाहुः परेतोपि च नामधेयम् ॥

अ०—मया एते नक्षत्र वर्णाः कथिताः तदादिमानि प्रत्यंघ्रि नामानि (कथितानि) परे आलाइमेष इति राशियोगात् च अतः नाम धेयं आहुः ॥ १९ ॥

ભાવાર્થ—ઉપર દર્શાવ્યા પ્રમાણે નક્ષત્રના ચારે પાદનાવર્ણો કહ્યા છે, બીજા આચાર્યો આ,લા ઇ મેષ આદિ રાશીના યોગોથી પણ નામ કહે છે.

चूचेचोलाल लुलेलोअमेषइउएओवावीवेवोवृषोवुः ॥
काकीकूघङछकेकोहयुग्मंकीटाडोडेहोडहेहीहुडीड्ुः ॥२०॥
मामीमूमेमोटटीटेट्टसिंहःकन्याटोपोपेपपीपूषणाठाः ॥
रारीरूरे ततोतेतुतौलिस्तोनोनेनीनूनयीयूयकौर्पिः ॥२१॥
ययोभाभीभूधभेफाढ चापंभोजाजीजूजखजोर्खीखुखेखो ॥
गागीनक्रोगोग्र गेसीसुसेसासोदःकुंभाथोझषोदीदुदेदो ॥
झथञचीचइमेखलुराशयोवकहडाभिधचक्रसमुद्भवाः ॥
निगदिताविबुधैःफल तवेसकलसमतितोऽक्षरसंभवः ॥

अ०—चूचेचोलालीलूलेलोअ मेषः इउएओवावीवूवेवो वृषः काकीकूघङछकेकोह युग्मं, डोडेहोडहेहीहुडीडु कीटः मामीमूमेमोटटी-टेट्ट सिंहः टोपोपेपपीपूषणाटा कन्या, रारिरूरेरोततीतेतु तौलिः तोनोनेनीनूनयीयूय कौर्पिः ययोभाभीभूधभेफाढ चापं, भोजाजीजू-जेखजोखीखूखेखोगागी नक्रः गोगुगेसीसुसेसासोदः कुंभः अथो दी दुदेदोझथञचीच झषः विबुधैः सकलसंमतितः इमे अक्षरसंभवाः अवकहडाभिधचक्रसमुद्भवाः राशयः निगदिताः खलु २० २१ २२ २३

ઉપરના ચારે શ્લોકનો ભાવાર્થ નીચેના ચક્રના રૂપે છે સઘળાની સંમતિથી પંડિતોએ શુભાશુભ ફળને જાણવામાટે અવકહડા ચક્રના અનુસારે આ રાશીઓ કહી છે. ૨૩

| मेष | वृषभ | मिथुन | कर्क | सिंह | कन्या | तुल | वृश्चिक | धन | मकर | कुंभ | मीन |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| चु | इ | का | डा | मा | टो | रा | तो | ये | भो | गो | दी |
| चे | उ | की | डे | मी | पो | रे | ना | यो | जा | गु | दु |
| चो | ए | कु | हो | मु | पे | रु | ने | भा | जी | गे | दे |
| ला | ओ | घ | ङ | मे | प | रे | नी | भी | जु | सी | दो |
| ली | वा | ड | हे | मो | पी | रो | नू | भू | जे | सु | झ |
| लू | वी | छ | ही | ट | पु | त | न | ध | ख | से | थ |
| ले | वू | के | हु | टि | ष | ती | यी | भे | जो | सा | ञ |
| लो | वे | को | डी | टे | णा | ते | यू | फा | खी | सो | ची |
| अ | वो | ह | डु | ट्ट | ठा | तु | य | ढ | खु | द | च |

[ खे खो गा गी ]

इतिश्रीयादवनाथविरचितायां जातकचंद्रिकायामयनादि-लग्नक्रमाभिधानो द्वितीयः प्रबोधः ॥ २ ॥

# अथ तृतीयप्रबोध प्रारंभ.

गतजनुर्जनितं सदसच्च यत्तदमलीकुरुते खलु हौरिकं ॥ तदवबुध्य जनुस्तनुसंभवं विरचयेत्सकलं गणितक्रमं॥१॥ नानायंत्रैर्जन्मकालं विदित्वा तात्कालीनान्स्पष्टखेटांश्च कृत्वा॥ लग्नं कार्यं स्वोदयैर्वक्ष्यमाणरीत्या सर्वे साधनीयाश्च भावाः ॥ २ ॥ वक्तुमक्षमतरः फलं नरः स्पष्टतां खचरसंभवां विना ॥ पाकसंभवफलं शुभदां वा स्पष्टता विधिरथो च्यते मया ॥ खगा विधेया करणोक्तरीत्या सिद्धांततो वा ग्रहसारणीतः समुक्तयः स्पष्टतरांस्तथा तान् गतेष्टसिध्धान्प्रवदामि शास्त्रात् ॥ ४ ॥

अ०—गतजनुजनितं यत सत् असत् च हौरिकं अमली कुरुते तद् अवबुध्य जनुः तनुसंभवं सकलं गणितक्रमं विरचयेत खलु ॥१॥ नानायंत्रैः जन्मकाल विदित्वा तात्कालिनान् स्पष्टखेटान् कृत्वा च स्वोदयैः लग्नं कार्यं च सर्वभावाः वक्ष्यमाण रीत्या साधनीया ॥२॥ अथ नरः खचरसंभवां स्पष्टतां विना पाकसंभवफलं वा शुभदां फलं वक्तुं अक्षमतरः ( तस्मात् ) स्पष्टता विधिः मया उच्यते ॥ ३ ॥ करणोक्तरीत्या सिद्धांततः वा ग्रहसारणीतः खगाः विधेयाः तथा समुक्तयः स्पष्टतरान् तान गतेष्टसिद्धान् शास्त्रात् प्रवदामि ॥ ४ ॥

ભાવાર્થ—ગતજન્મથી ઉત્પન્ન થયેલુ શુભ અને અશુભ ફળ તે જ્યોતિષ શાસ્ત્ર નીર્મળ કરે છે, તે જાણીને જન્મકાળથી આરંભીને સઘળો ગણીતાક્રમ રચુ છું નાનાપ્રકારના યંત્રો (ઘડીયાળ ઘટીકા વિગેરે) વડે જન્મકાળનો સમય જાણીને તે કાળના સ્પષ્ટગ્રહ કરવા અને પોતાના ઉદયમાનથી લગ્ન કરીને આગળ બતાવેલી રીતપ્રમાણે સઘળા ભાવ કરવા. મનુષ્યોના સ્પષ્ટગ્રહ કર્યા વગર દશાથી ઉત્પન્ન થયેલા ફળને બરાબર કહી શકાતું નથી માટે ગ્રહો સ્પષ્ટ કરવાનો વિધિ કહું છું. કરણ કુતુહલ નામના ગ્રંથમાં કહેલી રીતિથી અથવા સિદ્ધાંતથી ( સિદ્ધાંત શીરોમણી, સૂર્યસિદ્ધાત વિગેરે ) નામના ગ્રંથ તથા ગ્રહસારણીની રીતથી ગ્રહો કરવા, તે ગ્રહો ગતેષ્ટ સિદ્ધિથી શાસ્ત્રમાં કહેલી રીતિપ્રમાણે હું કહું છું. ૧.૨ ૩.૪.

**यतोडुनाड्यः खरसच्युनास्ता युता विधेयाग्रिमचारनाड्या ॥**
**गतोडुगम्यांतरवारनाडीयुताश्चसर्वर्क्षमिदं खगानां ॥ ५ ॥**

अ०—यातोडुनाडयः खरसच्युताः ताः अग्रिमचारनाड्या युता विधेयाः च गतोडुगम्यांतरवारनाडीयुताः ( तत ) इदं खगानां सर्वर्क्ष ( भवेत् ) ॥ ५ ।

**ભાવાર્થ**—ગયેલા નક્ષત્રની ઘટીકાને ૬૦ માંથી બાદ કરવી, અને આવતા નક્ષત્રની ઘટીકા ઉમેરવી પછી ગયેલા નક્ષત્ર તથા આવતા નક્ષત્રના અંતરવારના ઘટીકા ઉમેરવી તે ગહોનું સર્વર્ક્ષ થાય

**ટીકા**—સંવત ૧૯૫૪ શકે ૧૮૨૯ પોષ શુદ ૨ ને રવીવારે ઉદયાત્ ઘટી ૩૧ પળ૦ સમયે જન્મ છે. પંચાંગ ( પરિશિષ્ટ ૧ ) માં જોવાથી માલમ પડશે કે ઉક્ત જન્મકાળ વખતે સૂર્ય મહા નક્ષત્ર પૂર્વાષાડા છે. માટે પૂર્વાષાડા નક્ષત્રનુ સર્વર્ક્ષ કરવું જોઇએ, પુર્વાષાડા નક્ષત્ર માગસર વદ ૮ ને શનીવારે ઘટી ૨૯ પળ ૪૬ પછી બેસેછે; તેને ૬૦ માથી બાદ કરતાં ૨૦ ૧૪ આવે; તેમાં આવતુ નક્ષત્ર ઉત્તરાષાડા, જે પોષ શુદ ૮ ને શુક્રવારે ઘટી ૪૧ પળ ૩૪ પછી બેસેછે, તેના ઘટી ૪૧ પળ ૩૪ ઉમેરવાથી ૬૧ ૪૮ આવ્યા, તેમાં વચલા દીવસ ૧૨ છે તેની એક દીવસની ૬૦ ઘટી પ્રમાણે ૭૨૦ ઘટી ઉમેરવાથી ૭૮૧–૪૮ થાય છે, આ સૂર્યમહાનક્ષત્રનું ઘટયાદિ સર્વર્ક્ષ તેને સાઠે ગુણવાથી પલાત્મક સર્વર્ક્ષ ૪૬૯૦૮ થયુ. આ નીચે જણાવેલાં સર્વર્ક્ષો બ્રહ્મપક્ષના છે,

સૂર્યમહા નક્ષત્રના સર્વર્ક્ષમાં કોઇદિવસ એક પળનો પણ ફેરફાર થતો નથી. માટે ૨૭ નક્ષત્રના ઘટયાદિ સર્વર્ક્ષ નિચે કોઠામાં આપ્યા છે.

### अथ सूर्यमहानक्षत्राणां घट्यादिसर्वर्क्षाणि

| | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|
| अ | भ | कृ | रो | मृ | आ | पु | पु | अ |
| ૮૨૧ | ૮૨૭ | ૮૩૩ | ૮૩૮ | ૮૪૧ | ૮૪૩ | ૮૪૨ | ૮૪૦ | ૮૩૬ |
| ૩ | ૫૧ | ૪૮ | ૩૭ | ૩૭ | ૨૭ | ૫૭ | ૫૫ | ૩૩ |
| म | पू फा | उ फा | ह | चि | स्वा | वि | अ | ज्ये |
| ૮૩૧ | ૮૨૫ | ૮૧૭ | ૮૧૧ | ૮૦૪ | ૭૯૭ | ૭૯૧ | ૭૮૭ | ૭૮૪ |
| ૪૬ | ૩૭ | ૩૮ | ૭ | ૪૧ | ૭ | ૪૯ | ૪૬ | ૫ |
| मू | पू. षा | उ. षा | श्र | ध | श | पू. भा | उ. भा | रे |
| ૭૮૨ | ૭૮૧ | ૭૮૩ | ૭૮૫ | ૭૮૯ | ૭૯૩ | ૮૦૦ | ૮૦૭ | ૮૧૩ |
| ૨૨ | ૪૮ | ૯ | ૩૯ | ૧૧ | ૫૧ | ૩૨ | ૨ | ૩૭ |

આ જાતકચંદ્રિકામાં સ્પષ્ટગ્રહ, ભાવ, ષડ્‌વર્ગ, મૈત્રી સપ્તકવર્ગ, વિગેરેનું જે સ્પષ્ટ ગણીત છે તે ઉક્ત દિવસ એટલે પોષ શુદ ૨ ને રવેઉ ઇ. ઘટી ૩૧ પળ ૦ નું કરવામાં આવશે, બીજા ઉદાહરણોમાં પણ જુદા જુદા ઇષ્ટકાળ લીધા છે પરંતુ સંપૂર્ણ ગણીત પોષ શુદ ૨ નુજ કરવામાં આવશે તે ધ્યાનમાં રાખવું.

**खांग च्युता यातभनाडिका सा युतेष्टनाड्यांतरवारनाड्या॥**
**युतागतेष्टं द्युसदां खखाष्ट निघ्नं च सर्वर्क्षहृतं कलाद्यं ॥६॥**

**अ०—यातभनाडिकाः खांगच्युताः ताः इष्टनाड्या युताः ( ताः ) अंतरवारनाड्या युताः ( तत् ) द्युसदां गतेष्टं खखाष्टनिघ्नं सर्वर्क्ष हृतं ( तत् ) कलाद्यं ( भवेत् ) ॥ ६ ॥**

ભાવાર્થ—ગત નક્ષત્રની ઘટીને ૬૦ માંથી બાદ કરવી. તેમાં ઇષ્ટઘટી **ઉમેરવી તથા અંતરવારની ઘટીઓ ઉમેરવી એટલે ગ્રહોનું ગતેષ્ટ કહેવાય, પછી તેને ૮૦૦ થી ગુણીને સર્વર્ક્ષથી ભાગ લેવાથી કલાદીક ફળ આવશે.**

ટીકા—સંવત ૧૯૬૪ શકે ૧૮૨૯ માગશર વદ ૧૧ ને ભોમે ઇ ઘ. ૨૫ પ ૩૫ જન્મ છે માટે ગતનક્ષત્ર પુર્વાષાડા, જે માગશર વદ ૮ ને શનીવારે ઘ. ૩૯–૪૬ પછી બેઠું છે. તેની ઘટી ૩૯–૪૬ ને ૬૦ માંથી બાદ કરીયે તો ૨૦–૧૪ આવે, એમાં ઇષ્ટઘટી ૨૫–૩૫ ઉમેરીયે તો ૪૫ ૪૯ આવ્યા; તેમાં અંતરવાર એટલે આઠેમ અને અગીયારસના વચલા બે દિવસની ઘટી ૧૨૦-૦ ઉમેરીયે તો ૧૬૫-૪૯ આવે; એ ગ્રહનું ઘટયાદિગતેષ્ટ આવ્યું, એનું પલાત્મક ગતેષ્ટ ૯૯૪૯ આવ્યુ; એને ૮૦૦ થી ગુણી સર્વર્ક્ષ ૪૬૯૦૮ થી ભાગીયે એટલે ૧૬૯ કળા અને ૪૦ વિકળા આવી.

**गतर्क्षं खखनागैश्च गुणितं षष्टिभाजितम् ॥**
**लब्धं खरामसंभक्तं राश्यंशकलिकादिकं ॥**

**अ०—गतर्क्षं खखनागैः गुणितं षष्टिभाजितं लब्धं खरामसंभक्तं ( तत् ) राश्यंशकलिकादिकं ( भवति ) ॥ ८ ॥**

**ભાવાર્થ—ગયેલા નક્ષત્રના અંકને ૮૦૦ થી ગુણવા અને ૬૦ થી ભાગવા શેષ રહે તે કળા; લબ્ધાંકને ૩૦ ભાગવા, શેષ રહે તે અંશ, ભાગમાં આવે તે રાશી જાણવી.**

ટીકા—ગત નક્ષત્ર પૂર્વાષાઢા ૨૦ મું છે. (धनंन्यून ऋणे सपुर्ण) અર્થાત્ ધન ગતેષ્ટ હોય તો એક ઓછો કરવો અને ઋણ ગતેષ્ટ હોય તો સંપૂર્ણ અંક કાયમ રાખવા. ) એ ન્યાય વડે આ ધન ગતેષ્ટ હોવાથી ૨૦ ના ૧૯ કરવા તેને ૮૦૦ થી ગુણીયે એટલે ૧૫૨૦૦ આવ્યા તેમાં ઉપર જણાવેલી ૧૬૯ કલાને ૪૦ વિકળા ઉમેરી એને ૬૦ ભાગવાથી ૨૫૬ અંશ આવ્યા એ ૨૫૬ ને ૩૦ ભાગવાથી આઠ રાશી આવશે; એટલે સ્પષ્ટ સૂર્ય–૮–૧૬–૯–૪૦ આવશે.

**भुक्तर्क्षभागैः सहितं धने तु ऋणे ऋणं जन्मभतो ग्रहः स्यात् ॥ यदैकवारे खगचारकालौ चारेष्टयोर्य द्विवरं गतेष्टं॥**

**अ०—धने भुक्तर्क्षभागैः सहितं तु ऋणे ऋणं जन्मभतः ग्रहः स्यात् यदा एकवारे खगचारकालौ ( चेत् तर्हि ) चारेष्टयोः यद् त्रिवरं ( तद् ) गतेष्टं ( भवति ) ॥ ७ ॥**

ભાવાર્થ—ધન ગતેષ્ટ હોય તો ભોગવાયલા નક્ષત્રનો ધન સંસ્કાર અને ઋણ ગતેષ્ટ હોય તો ઋણ સંસ્કાર કરવો તે જન્મ નક્ષત્રનો ગ્રહ થાય છે. જે દિવસે સૂર્યનું મહાનક્ષત્ર બેસે તેજ દિવસે જન્મ હોય તો નક્ષત્રનો અને ઇષ્ટ કાળનો વિવર કરવો એજ ગતેષ્ટ કહેવાય.

ટીકા—માગશર વદ ૮ શનેઉ ઉ. ઘટી ૧૫ પળ ૨૫ જન્મ છે અને તેજ દિવસે પુર્વાષાડા ઘટી ૩૯-૪૬ બેસે છે; માટે તેનું વિવર કરવું એટલે જે વધારે હોય તેમાંથી જે ઓછા હોય તેને બાદ કરવા. અર્થાત્ નક્ષત્ર ૩૯-૪૬ માથી ઇષ્ટકાળ ૧૫-૨૫ બાદ કરીયે તો ૨૪-૧૧ ગતેષ્ટ થયું ત્યારપછી ઉપર બતાવેલી રીત પ્રમાણે રાશી અંશ વીગેરે કાઢવા.

ઋણ સૂર્ય કરવાની રીત

**इष्टं तु खांगच्युतमग्रचारनाड्यांतराहर्घटिकायुतं तत् ॥ ऋणं गतेष्टं खगजं समापवर्त्यग्रचारे करणीयमेतत् ॥ ८ ॥**

**अ०—इष्टं तु खांगच्युतं अग्रचारनाडया युतं अंतराहर्घटिकायुतं तत् ऋणं गतेष्टं ( भवति ) खगजं समीपवर्ति अग्रचारे ( सति ) एतत् करणीयं ॥ ८ ॥**

ભાવાર્થ—ઇષ્ટ ઘટીકાને ૬૦ માંથી બાદ કરવી, તેમાં આવતા નક્ષત્રની ઘટીકા યુકત કરવી અને તેમાં અંતરવારની ઘટીકા ઉમેરવી તે ઋણ ગતેષ્ટ જાણવું જે મહાનક્ષત્ર પાસે હોય તેનું ગતેષ્ટ કરવું ( જન્મ દિવસથી જો ગત નક્ષત્ર પાસે હોય તો ધન ગતેષ્ટ કરવું અને જો આવતુ નક્ષત્ર પાસે હોય તો ઋણગતેષ્ટ કરવું.)

ટીકા—પોષ સુદ ૨ ને રવેઉ ઉ. ઘટી ૩૧-૦ છે એટલે આવતું નક્ષત્ર ઉત્તરાષાડાપાસે છે માટે ઋણ ગતેષ્ટ કરવું ઇષ્ટ ઘટી ૩૧-૦ ને ૬૦ માથી બાદ કરવાથી ૨૯-૦ આવે તેમાં આવતા નક્ષત્ર ઉત્તરાષાડાની ઘટી ૪૧-૩૪ ઉમેરીયે તો ૭૦-૩૪ થાય એમાં અંતરવાર ૪ ના ઘટી ૨૪૦ ઉમેરવાથી ૩૧૦-૩૪ આવે. તે ઘટયાદ ઋણ ગતેષ્ટ થયું તેનું ઉપર જણાવેલા રીતે પલાત્મક ગતેષ્ટ કરી કળા વિકળા કાઢીયે તો ૩૧૭-૪૭ આવ હવે આ ઋણ ગતેષ્ટ હોવાથી ઉપર જણાવ્યા પ્રમાણે નક્ષત્રના અંક સંપૂર્ણ એટલે ૨૦ લેવા તેને ૮૦૦ થી ગુણીએ એટલ ૧૬૦૦૦ આવ્યા તેમાંથી ૩૧૭-૪૭ બાદ કરીયે એટલે ૧૫૬૮૨-૧૩ ને રાશીને અંશ કરતાં સ્પષ્ટ સૂર્ય ૮-૨૧-૨૨-૧૩ આવે છે.

સ્પષ્ટ ચંદ્રમા કરવાની રીત

**गतोडुनाड्यः खरसच्युतास्ता युता विधेया जननोडुनाड्या ॥**
**चांद्रोडुसर्वर्क्षमथेष्टऋक्षनाडीवियोगो विधुजं गतेष्टं ॥ ९ ॥**

अ०—गतोडुनाड्यः खरसच्युताः ताः जननोडुनाड्या युताः विधेयाः ( तत् ) चांद्रोडुसर्वर्थं अथेष्टऋक्षनाडीवियोगः विधुजं गतेष्टं ९

ભાવર્થ—ગત નક્ષત્રની ઘટીકાને સાઠમાંથી બાદ કરવી તેમાં જન્મનક્ષત્રની ઘટીકા ઉમેરવી તે ચદ્રમાનુ સર્વર્ક્ષ કહેવાય; ઇષ્ટઘટી અને નક્ષત્રનો અંતર કરીયે તે ચંદ્રમાનું ગતેષ્ટ જાણવું.

ટીકા—પોષ શુદ ૨ ને રવેઉ ઇષ્ટ ઘટી ૩૧–૦ છે માટે શ્રવણ નક્ષત્રમાં જન્મ થયો છે તો ગત નક્ષત્ર ઉત્તરાષાડા થયું તેની ઘટીકા ૧૪–૯ તેને ૬૦ માંથી બાદ કરીયે તો ૪૫–૫૧ આવે તેમાં જન્મ નક્ષત્ર શ્રવણની ઘટીકા ૧૦–૨ ઉમેરવાથી ૫૫–૫૩ આવ્યા એ ચદ્રમાનુ ઘટયાદિ સર્વર્ક્ષ થયું. એનું પલાત્મક સવર્ક્ષ ૩૩૫૩ થાય. હવે ઇષ્ટ ઘટી ૩૧–૦ માથી ઉત્તરષાડાની ઘટી ૧૪–૯ બાદ કરવાથી ૧૬–૫૧ આવે એ ચદ્રમાનું ઘટયાદિ ગતેષ્ટ થયું તેનું પલાત્મક ગતેષ્ટ ૧૦૧૧ ને ૮૦૦ થી ગુણીને સર્વર્ક્ષ ૩૩૫૩ થી ભાગ લઇએ એટલે ૨૪૧–૧૩ આવે તેની રાશી અંશાદિ કરતાં સ્પષ્ટ ચદ્ર ૯–૧૪–૧–૧૩ આવે આ ધન ગતેષ્ટ હોવાથી જે પ્રમાણે ધન સૂર્ય કાઢવામાં આવે છે તે પ્રમાણે ચંદ્રમા કાઢયો છે અને જો ઋણ ગતેષ્ટ હોય તો ઋણ સૂર્યની રીત પ્રમાણે કરવુ સ્પષ્ટ સૂર્યાદિ ગ્રહોનું ચક્ર પરીશીષ્ટ ૫ માં જોવું.

ગ્રહોનીગતી કરવાની રીત.

**ऋक्षावशेषे ऋणसंज्ञिकं स्यादिष्टावशेषे च भवेद्धनाख्यं ॥**
**ख्खाभ्रनागाब्धिमिताः ४८००० कालास्ताः सर्वर्क्षभक्ता द्युगतिःखगानां ॥ १० ॥**

अ०—ऋक्षावशेषे ऋणसंज्ञिकं स्यात् च इष्टावशेषे धनाख्यं भवेत् खखाभ्रनागाब्धिमिताः ताः कलाः सर्वर्क्षभक्ताः ( सा ) खगानां द्युगतिः ॥ १० ॥

ભાવાર્થ—નક્ષત્રની ઘટી કરતાં ઇષ્ટઘટી વધુ હોય તો ધન સંજ્ઞા અને ઇષ્ટઘટી કરતાં નક્ષત્રના ઘટી વધુ હોય તો ઋણ સંજ્ઞા જાણવી. ૪૮૦૦૦ કળાને ગ્રહોના સર્વર્ક્ષથી ભાગ લેવાથી ગ્રહોની સ્પષ્ટ ગતી આવે.

ટીકા—૪૮૦૦૦ કળાને સૂર્યના ઘટયાદિ સર્વર્ક્ષ ૭૮૧–૪૮ થી ભાગવાથી સૂર્યની સ્પષ્ટ ગતી ૬૧–૨૩ આવ તેજ પ્રમાણે ચદ્રમાના ઘટયાદિ સર્વર્ક્ષ ૫૫–૫૩ ભાગવાથી ચંદ્રની સ્પષ્ટ ગતી ૮૫૮–૫૫ આવે.

ચંદ્રમા કરવાની બીજી રીત.

**अथ प्रकारांतरणेंदुसाधनं ॥ खांगा .तं यातभमानमिष्टनक्ष- ्यातेन ुतं ्ानिघ्नं ॥ नं रवाप्तं फलमंशकादि त्रिंश ३० द्विभक्तं भवनादिरिंदुः ॥ ११ ॥**

अ०–यातभमानं खांगाहतं इष्टनक्षत्रयातेन युतं द्विनिघ्नं नंदैः अवाप्तं अंशकादि फलं त्रिंशद्विभक्तं भवनादिः इंदुः भवति ॥ ११ ॥

ભાવાર્થ—ગત નક્ષત્રના અંકને ૬૦ થી ગુણવા તેમાં નક્ષત્રનું યાત કરીને ઉમેરવું પછી તેને બમણા કરવા અને ૯ થી ભાગવા અને લબ્ધાંકને ૩૦ થી ભાગવા તે પ્રકારાંતર ચંદ્ર કહેવાય.

નક્ષત્રનું યાત નીચે પ્રમાણે કરવું. યાત બે પ્રકારના છે એક ઋણ તથા બીજું ધન યાત. ઋણયાત આ પ્રકારે કરવું.

નક્ષત્રની ઘટી કરતાં ઇષ્ટઘટી ઓછી હોય તો ગત નક્ષત્રની ઘટીને ૬૦ માંથી બાદ કરવી અને તેમાં ઇષ્ટઘટી ઉમેરવી તેને સાઠે ગુણીએ તે ગતેષ્ટ થયું તેને પાછું ૬૦ વડે ગુણી સર્વર્ક્ષથી ભાગીએ તો યાત થાય છે. હવે ધનયાત્ આ પ્રકારે કરવું. ઇષ્ટ ઘટીથી નક્ષત્રની ઘટી ઓછી હોય તો જેમ ચંદ્રમાનું ગતેષ્ટ કરીયે છીયે તેમ ગતેષ્ટ કરી તેને ૬૦ થી ગુણી સર્વર્ક્ષથી ભાગ લે તો યાત આવશે. જેમકે ચંદ્રમાનું પલાત્મક ગતેષ્ટ ૧૦૧૧ છે તેને ૬૦ ગુણીયે એટલે ૬૦૬૬૦ આવ્યા તેને ચંદ્રમાના સર્વર્ક્ષ ૩૩૫૩ ભાગીયે તો ૧૮–૫-૨૮ એ યાત થાય છે.

હવે ગતનક્ષત્ર ઉત્તરાષાડા ૨૧ મું છે, તેને ૬૦ ગુણતાં ૧૨૬૦ આવ્યા તેમાં ઉપર કરેલું નક્ષત્રનું યાત ૧૮–૫–૨૮ ઉમેરીએ એટલે ૧૨૭૮–૫–૨૮ થાય તેના બમણા કરીએ એટલે ૨૫૫૬–૧૦–૫૬ થયા આને ૯ વડે ભાગવાથી ૨૮૪–૧–૧૩ આવશે તેને ૩૦ એ ભાગવાથી સ્પષ્ટચંદ્ર ૯–૧૪-૧-૧૩ આ પ્રકારાંતરચંદ્ર જાણવો.

ભૌમાદિ સ્પષ્ટગ્રહ કરવાનો પ્રકાર.

**वेगतेष्टेन गतिघ्न ्राणां निघ्नादिनाप्तेन तु खांगभक्ता ॥ युतोनिता अंशा ्खेन खेटाः स्फुटा भवेयुर्धनहीनगत्यां १२ गतावधिस्था त्वगतावधिस्थाः खेटा गतेष्टेवाधे जेघनर्णे ॥ युता निता अशमुखेन खेटास्तत्कालजाता विशदा भवंति गते ्गत्योर्य ्चकजातिः फलं धनं व्यस्तमिदं विजातिः ॥ सि ्ांतजाताभ्युदयास्ततो वा गते ्गत्या तु विचालनीयाः**

अ०—रवेः गतेष्टेन ग्रहाणां गतिः निघ्ना तु दिनाद्येन खांगभक्ता धनहीनगत्यां अंशादिमुखेन खेटाः युतोनिताः ( ते ) स्फुटाः भवेयुः ॥ गतावधिस्थाः तु अगतावधिस्थाः खेटाः गतेष्टे अवधिजे धनेर्णे अंशमुखेन युतोनिताः खेटाः तत्कालजाताः विशदाः भवंति ॥ यदि गतेष्टगत्योः एकजातिः तर्हि फलं धनं इहं यदि विजातिः तर्हि फलं व्यस्तं ततः सिद्धांतजाताभ्युदयाः वा गतेष्टगत्या तु विचालनीयाः ॥ १२ ॥ १३ ॥ १४ ॥

ભાવાર્થ—જે દિવસના ગ્રહો કરવા હોય તે દિવસના રવીના ગતેષ્ટ વડે ગ્રહોની ગતીને ગણવી પ્રથમ ૬૦ ભાગ લેવો તેમજ ધન ઋણ ભાગમાં અંશાદિ મુખ્ય ગ્રહને જોડી દેવો અથવા બાદ કરવો તે સ્પષ્ટગ્રહ થાય, ગયેલા અવધિ તથા આવતા અવધિમાં રહેલા ગ્રહો ગતેષ્ટના અવધિથી ઉત્પન્ન થયેલું ધન તથા ઋણ ફળ અંશાદિકમાં યુક્ત કરવું અથવા બાદ કરવું તે તે વખતનો સ્પષ્ટ ગ્રહ થાય છે. જો ગતેષ્ટ અને ગતી બન્ને એક જાતિ ( એટલે બન્ને ઋણ અથવા ધન ) હોય તો યુકત કરવું ) તેમજ જો જુદા ( એટલે એક ધન અને એક ઋણ ) હોય તો ગ્રહમાંથી આવેલા ફળને બાદ કરવું પછી સિદ્ધાંતથી ઉત્પન્ન થયેલા તથા ગતેષ્ટથી ઉત્પન્ન થયેલા ગ્રહોનું ચાલન કરવું.

ટીકા—ધારોકે આપણને સ્પષ્ટ મંગળ કાઢવો છે તો પાછળ બતાવેલું સૂર્યનું ગતષ્ટ ૩૧૦-૩૪ છે તેને ૬૦ એ ભાગવાથી ૫—૧૦—૩૪ એ ચાલન આવ્યું તેને ગોમુત્રકાના પ્રકાર વડે ગ્રહોનિ ગતીને ગણુતાં અર્થાત્ મંગળની ગતી ૪૧—૫ વડે ગુણતા ૦—૩—૩૨—૩૯ આવશે આ ઋણ ગતેષ્ટ હોવાથી તેને મંગળ ધન ( જુવો પચાગમાં છે એટલે ૧૧-૬—૩૧—૧ માંથી બાદ કરતાં સ્પષ્ટ મંગળ ૧૧—૨—૫૮—૨૨ આવે, એ પ્રમાણે બીજા ગ્રહોનું કરવું.

અયનાંશ કરવાનો પ્રકાર.

अथायनांशाः शरवेदवेद .ीनेष्टशाकः ख सैर्विभक्तःगति स्तदीयेषुविलिप्तिकाःस्युर्मास च मासं प्रतिशाककालात्

अ०—अथ शरवेदवेदहीनेष्टशाकः खरसैः विभक्तः तदीया गतिः च प्रति शाककालात् मासं मासं इषुविलिप्तिकाः अयनांशा स्युः ॥१५

ભાવાર્થ—જન્મ શાકમાંથી ૪૪૫ બાદ કરી ૬૦ થી ભાગવા; પછી દરેક માસે મા ' પાંચ પાંચ વિકળા ચૈત્ર માસથી ઉમેરવી તે અયનાંશ થાય છે.

ટીકા-શકે ૧૮૨૯ પોષ શુદ ૨ જન્મ છે. શકે ૧૮૨૯ માંથી ૪૪૫ બાદ કરતાં ૧૩૮૪ આવ તેને ૬૦ ભગતા ૨૩ ભાગમાં આવેને શેષ ૪ રહે ચૈત્ર માસથી ગણતાં માગશર વદ ૩૦ સુધીની વિકળા ૪૫ થાય તે ઉમેરવાથી ૨૫૯૮ અયનાંશા ૦—૨૩—૪—૪૫ આવ્યા.

અક્ષપ્રભા તથા ચરખંડા કરવાની રીત.

वेदानागांभोधयो नार्मदीभा याम्ये सौम्ये योजने व्यंगुलेन ॥
ीना युक्ता स्वीयदेशेऽक्षभा स्यान्निघ्नाशा १० ष्टा ८ शा १०
भिरंते त्रिभक्ता ॥ १६ ॥
चराख्यखंडानि पलात्मकानि स्वदेशजातानि भवंति तानि
राशित्रयेणैवभुजे तु पूर्णे यदैक्यमेषां हि परं चरं स्यात् ॥
त्र्यूनं भुजः स्यात् त्र्यधिकेन हीनं भार्धं ततः पुष्टमिदं विभार्द्धं
नवाधिकं चेद्भगणाद्विशोध्यं कोटिर्भवेद्वात्रितयं भुजोनं ॥

अ०—वेदानागांभोधयः नार्मदीभाः याम्ये योजने व्यंगुलने हीनाः च सौम्ये [ योजनेव्यंगुलेन ] युक्ता ( सा ) स्वीयदेशे अक्षभा स्यात् आशाष्टाशाभिः निघ्ना अंते त्रिभक्ताः तानि स्वदेशजातानि पलात्मकानिचरखंडानि भवंति ॥ राशित्रयेण एव पूर्ण भुजः तु यदा पूर्ण ऐक्यं एषां हि परंचरं स्यात् ॥ त्र्यूनं भुजः स्यात् त्र्यधिकेन भार्द्धं हीनं ततः पुष्टं विभार्द्धं इदं नवाधिकं चेद् भगणात् विशोध्यं कोटिः ( भवेत् ) ॥ १६ ॥ १७ ॥ १८ ॥

ભાવાર્થ—૪-૪૮ અક્ષપ્રભા નર્મદાતીરની છે નર્મદાતીરથી દક્ષીણમાં જેટલા યોજન પોતાનો દેશ હોય તેટલા વ્યંગુળ ઓછા કરવા અને ઉત્તરમાં જેટલા યોજન હોય તેટલા ઉમેરવાથી પોતાના દેશની અક્ષપ્રભા આવે પછી તેને ૧૦-૮-૧૦ ગુણવા અને અંતે ૩ થી ભાગવા તે પોતાના દેશની પલાત્મક ચરખંડા થાય છે. ૩ રાશી સુધી ભુજ કહેવાય છે. શૂન્ય રાશી આવી હોય તો એક રાશીના માન વડે ગણી જે ચરપલ આવ્યા હોય તે જોડી દેવાં ૩ રાશીથી ઓછી રાશીનું ભુજ હોય છે. જો ત્રણથી વધારે હોય તો ૬ માંથી બાદ કરીયે, ૬ થી વધુ હોય તો રાશીમાંથી ૬ રાશી બાદ કરીયે અને ૯ થી વધારે હોય તો ૧૨ માંથી બાદ કરીયે ત્રણ રાશી હોય તો કોટી કહેવાય છે.

ટીકા—નર્મદાની અક્ષપ્રભા ૪-૪૮ છે હવે સુરત નર્મદાની દક્ષિણે ૪ યોજન દુર છે એટલે ૪ વ્યંગુળ ઓછા કરતાં ૪-૪૪ સુરતની અક્ષપ્રભા

આવી તેને ૧૦–૮–૧૦ ગોમુત્રિકા પ્રકારથી ગુણી છેવટે ત્રણે ભાગ લેવાથી પલાત્મક ચરખડા ૪૭–૩૮–૧૬ આવે ( જેટલી રકમે ભાગ લીધો હોય તેના અડધા ભાગ ઉપરાંત શેષ હોય તો એક ઉમેરી લેવો

दिनप्रकाशेन विना यथा न प्रकाशता लोचनजा नराणां ॥
तथा प्रकाशं दिनमानजातं विना नतं तद्रचनां प्रवक्ष्ये १९

अ०—यथा दिनप्रकाशेन विना नराणां लोचनजा प्रकाशता न तथा दिनमानजातं विना नत प्रकाशं न तद् रचनां प्रवक्ष्ये ॥ १९

ભાવાર્થ—જેમ સૂર્યના પ્રકાશ વગર મનુષ્યોના નેત્રોનો પ્રકાશ નથી તેમ દિનમાન વગર નત સિદ્ધ થતું નથી માટે દિનમાન કરવાનો પ્રકાર કહું છું.

सचलनार्कभुजांकमिति क्रमाच्चरदलप्रयुतिस्त्वगताहतात् ॥
लवमुखात् खगुणाप्तफलेन युक् चरपलानि च तच्युत वर्जिताः
नाड्यः शरेंदुप्रमितास्तुगोले सौम्ये भवेतां दिनरात्रिखंडे ॥
याम्ये विलोमं त्वजतो घटाच्च षट्के रवावुत्तरयाम्यगे लौ

अ०—सचलनार्कभुजांकं इति क्रमात् चरदलप्रयुतिः अगताहतात् लवमुखात् खगुणाप्तफलेन चरपलानि युक् च शरेंदुप्रमिताः नाड्यः तु पुनः सौम्ये गोले युतं तत् दिनार्द्धं च वर्जिताः तत् गात्र्यर्द्धं भवेत् याम्ये विलोमं अजत. षट्के रवौ उत्तर गोलः घटात षट्के रवौ याम्य गोलः ॥ २० ॥ २१ ॥

ભાવાર્થ—અયનાંશાએ સહિત સૂર્ય કરવો, પછી રાશીના પ્રમાણથી અનુક્રમે ચરખડાના પ્રયોજનને આવતા માનથી ગુણવા, પછી અંશથી ગણેલાને ૩૦ થી ભાગવા પછી આવેલા ફળમાં ચરપળ ઉમેરવાં પછી તે; પ્રમાણ કરેલી ૧૫ ઘટીકામાં ઉમેરવાથી ઉત્તર ગોળમાં દિનાર્ધ આવે અને બાદ કરવાથી રાત્રિનુ અર્ધ આવે અને દક્ષિણ ગોળ હોય તો ઉમેરવાથી રાત્રિ અર્ધ અને બાદ કરવાથી દિનાર્ધ આવે મેષથી ૬ સંક્રાન્તિ સુધી ઉત્તરગોળ અને તુલાથી ૬ સંક્રાતિસુધી દક્ષણગોળ સમજવો.

ટીકા—સૂર્ય ૮–૨૧–૨૨–૧૩ નું દિનમાન કરવાનું છે માટે તેમાં અયનાંશા ૦–૨૩–૪–૪૫ ઉમેરવા એટલે ૯–૧૪–૨૬–૫૮ આવશે એ સાયનસૂર્ય થયો પછી તેનું ભુજ કરવું જોઇએ રાશી ૯ ઉપરાંત છે માટે તે ઉપર જણાવ્યા પ્રમાણે ૧૨ માંથી બાદ કરવી જોઇયે એટલે ૨–૧૫–૩૩–૨ આવ્યા. આમા રાશી બે હોવાથી અંશાદિ ૧૫–૩૩–૨ ને આવતી રાશી ત્રીજી રાશીના માન ૧૬ થી ગુણવા એટલે ૨૪૮ અંશ આવશે તેને ૩૦ ભાગવા એટલે ૮

આવશે તેમાં ચરપળ અર્થાત્ આગલી રાશીના માન ઉમેરવા જોઇએ તેથી ૮ માં ૪૭ તથા ૩૮ ઉમેરીએ તો ૮૩ પળ આવશે તેની ઘટી ૧-૩૩ આવે આ જન્મ દક્ષિણ ગોળમાં હોવાથી ૧૫ ઘટીકામાંથી બાદ કરીયે તો ૧૩-૨૭ દિનાર્ધ આવે અને ૧૫ ઘટીમાં ૧-૩૦ ઉમેરીયે તો ૧૬-૩૩ રાત્ર્યર્ધ થયું દિનાર્ધને બમણું કરીએ તો દિનમાન થાય એટલે આ પ્રસંગે ૨૬-૫૪ દિનમાન આવે છે દિનમાન ન૬ક્કી હોવાથી તેની જુદી ગણત્રી કરવાની જરૂર નથી તે પરિશષ્ટ ૨ પાના ૭ જામાં આપેલું છે તે જોઇ લેવું

**यथातनूत्पादनमंतरैव परांगसंपादनमत्र मिथ्या ॥**
**विना विलग्नं परभावसिद्धिस्ततः प्रवक्ष्ये हि विलग्नसिद्धिं ॥**

अ०—अत्र यथा तनूत्पादनं अंतरा एव परांगसंपादनं मिथ्या तथा विलग्नं विना परभावासिद्धिः मिथ्या ततः विलग्नसिद्धिं वक्ष्ये हि

ભાવાર્થ—જેમ પોતાનું શરીર સંપાદન કીધા વગર પારકા શરીર નું સંપાદન મિથ્યા છે તેમ લગ્ન વગર ભાવની સિદ્ધિ પણ મિથ્યા છે માટે લગ્ન સિદ્ધિનો પ્રકાર કહું છું.

**नंदद्विनेत्राः २२९ खरसाश्विन २६० श्चनगाभ्ररामा ३०७**
**नवरामरामाः ३३९ ॥ नागाग्निरामा ३३७ नगबाहुरामा ३२७**
**जंबूसरेमानमजादि षण्णां ॥२३॥ तुलादि षण्णां तु विलोमतः**
**स्यात्ततो निरक्षोदयमानमाहुः ॥ नागाद्रिदस्रा २७८ नव-**
**नंददस्रा २९९ त्रिबाहुरामाः ३२३ क्रमतोत्क्रमस्थाः ॥२४॥**

अ०—नंदाद्रिनेत्राः खरसाश्विनः च नगाभ्ररामाः नवरामरामाः नागाग्निरामाः नगबाहुरामाः जंबूसरे अजादिषण्मानं तुलादि षण्णां तु विलोमतः स्यात् ततः निरक्षोदयमानं आहुः नागाद्रिदस्राः नव-नंददस्राः त्रिबाहुरामाः क्रमतः उत्क्रमस्थाः ( स्यात् ) ॥ २३ ॥ २४ ॥

નીચે જણાવેલા માન મેષરાશીથી ૬ રાશીનું પ્રમાણ જાણવું એ જંબુસરના માનછે પછી તુલારાશીથી ૬ રાશીસુધિ વિપરીત ગણવું. હવે લંકોદયમાન કહુછું ૨૭૮-૨૯૯-૩૨૩ એ સવળાં અને પછી અવળાં લખવાં

**क्रमोत्क्रमस्थैश्चरखंडकैः स्वैर्विहीनयुक्ता भवनोदयाः स्युः ॥**
**एवं विधेया विबुधैः स्वदेशजातोदयाः स्वीयविलग्नसिध्यै:**

अ०—क्रमोत्क्रमस्थैः चरखंडकैः विहीनयुक्ताः भवनोदयाः स्युः एवं विबुधैः स्वदेशजातोदयाः स्वीयविलग्नसिध्यै विधेयाः ॥ २५ ॥

ભાવાર્થ—સવળા અને અવળા એવા પોતાના ચરખંડાવડે લંકોદય માનમાંથી બાદ કરવા અને તેમાં યુકત કરવા એ પોતાના દેશના ઉદયમાન આવે, એ પ્રમાણે પંડીતો એ પોતાના દેશના માનથી લગ્ન સિદ્ધિ કરવી.

| જંબુસરનામાન નીચે પ્રમાણે. | | | | લંકોદયમાન ચરખંડા | | સુરતના ઉદયમાન |
|---|---|---|---|---|---|---|
| मे | २२९ | मी | मेष. | मीन–२७८–४७ | બાદકરવાં | २३१ |
| वृ | २६० | कुं | वृषभ. | कुम–२९९–३८ | | २६१ |
| मि | ३०७ | म | मिथुन. | मकर–३२३–१६ | | ३०७ |
| क | ३३९ | ध | कर्क | धन–३२३–१६ | યુક્તકરવાં | ३३९ |
| सिं | ३३७ | वृ | सिंह. | वृश्चिक २९९–१६ | | ३३७ |
| क | ३२७ | तु | कन्या | तुला–२७८–४७ | | ३२५ |

**सायनांशरविभोग्यलवघ्नात् स्वोदयात् खगुणहृद्रविभोग्यं॥
शोध्यमिष्टपलतोऽग्रिममानात् शेषमभ्रगुणनिघ्नमशुद्धैः
भाजितांशमुखयुक्तमशुद्धं चायनांशरहितं तु विलग्नं ॥
एवमत्र धनलग्नविचारोथो रुणाख्यरचनामिह वक्ष्ये ॥२७॥**

**अ०—सायनांशरविभोग्य लवघ्नात स्वोदयात् खगुणहृत् रवि-भोग्यं इष्टपलतः शोध्य अग्रिममानात् ( शोध्यं ) शेषं अभ्रगुणनिघ्नं अशुद्धैः भाजितं अंशमुखयुक्त अशुद्धं च अयनांशरहितं विलग्न एवं अत्र धनलग्नविचारः अथ इह ऋणाख्यरचनां वक्ष्ये ॥ २६ ॥ २७**

ભાવાર્થ—અયનાંશાએ સહિત સાયનનું ભોગ્ય કરવું; પછી પોતાના ઉદયમાન વડે અંશાદિથી ગુણી ૩૦ એ ભાગવા તે સૂર્યનું ભોગ્યફળ આવે, તેને ઇષ્ટપળમાંથી બાદ કરવા પછી આગળના માન જેટલા જાય તેટલા બાદ કરવા પછી શેષ રહે તેને ૩૦ એ ગુણવા અને અશુદ્ધ માનથી ભાગવા અને જે અશુદ્ધ માન થયું હોય તે રાશી સુદ્ધાં તેમાંથી અયનાંશા બાદ કરવા એ ધન લગ્ન જાણવું હવે ઋણ લગ્નનો પ્રકાર કહું છું

ટીકા—સૂર્ય ૮–૨૧–૨૨–૧૩ છે તેમાં અયનાંશા૦–૨૩–૪–૪૫ ઉમેરીએ એટલે એટલે સાયનસૂર્ય ૯–૧૪–૨૬–૫૮ થાય હવે આનું ભોગ્ય કરવું એટલે રાશી એમને એમ રહેવા દઈ અંશાદિ ૧૪–૨૬–૫૮ ને ૩૦ અંશામાંથી બાદ કરીએ એટલે ૯–૧૫–૩૩–૨ ભોગ્ય આવ્યું હવે રાશિના પહેલા ભાગમાં જન્મ છે માટે આમાં એટલે ભોગ્યમાં ૬ રાશી ઉમેરીએને અંશાદિક કાયમ રાખિએ એટલે ૩–૧૫–૩૩–૨ આવે હવે આમાં રાશી ૩ હોવાથી તે ઉપર જણાવેલા ઉદયમાન પ્રમાણે ૩૩૯ થી ૧૫-૩૩–૨ ને ગુણવા અને ૩૦ ભાગવા એટલે ૧૭૫–૪૩–૧૬ આવશે એ સૂર્યનું ભોગ્યફળ આવ્યું આ ઉદાહરણમાં ઇષ્ટપળ ૨૪૬ છે એટલે તેમાંથી ૧૭૫–૪૩–૧૬ ને બાદ

કરીએ તો ૭૦-૧૬-૪૪ આવે આ ૭૦-૧૬-૪૪ આવૃતિ એટલે ચોથી રાશીના માન ૩૩૭ કરતાં ઓછું છે. માટે ચોથી રાશીનું માન અશુદ્ધ થયુ એટલે ૭૦—૧૬—૪૪ ને ૩૦ થી ગુણી અશુદ્ધમાન ૩૩૭ થી ભાગીએ તો ૬—૧૫—૨૨ આવશે તેમાં આવતાં અશુદ્ધ માનની રાશી ઉમેરીએ એટલે ૪—૬—૧૫—૨૨ થશે એમાંથી અયનાંશા ૦—૨૩—૪—૪૫ બાદ કરીએ એટલે ૩—૧૩—૧૦—૩૭ સ્પષ્ટ લગ્ન થયું (લગ્નપત્ર અને ભાવપત્ર પરિશિષ્ટ ૩ ને ૪ માં આપેલાં છે તે જોઇ લેવું.)

ઋણુલગ્ન ક્યારે કરવું અને ધનલગ્ન ક્યારે કરવું તે વિષે.

**ऋणं विलग्नं दिनरात्रि-ोषे गते धनं सूक्ष्मफलाय कार्यं ॥**
**इष्टं यदा पश्चिमरात्रिगं स्यात् खांग च्युतं तत्क्षणदावशेषं ॥**

**अ०—दिनरात्रिशेषे ऋणं विलग्नं कार्यं गते धनं सूक्ष्मफलाय कार्यं यदा पाश्चिमरात्रिगं इष्टं स्यात् खांगच्युतं तत् क्षणदावशेषं । २८॥**

ભાવાથ—દિવસ અને રાત્રિના શેષ ભાગમા (એટલે મધ્યાનથી સાયંકાળ સુધી અને મધ્ય રાત્રિથી પ્રાતઃકાળ સુધીમાં જન્મ હોય તો) ઋણ લગ્ન કરવું તેમજ દિવસ અને રાત્રિના ગત ભાગમાં (એટલે સુર્યોદયથી મધ્યાન સુધિ અને સાયંકાળથી મધ્ય રાત્રિ સુધીમાં) જન્મ હોય તો ધન લગ્ન કરવું જો મધ્ય રાત્રિ પછી જન્મ હોય તો ઇષ્ટ ઘટીને ૬૦ માંથી બાદ કરીએ તે શેષરાત્રિ કહેવાય છે.

**विशोध्यमिष्टं दिनामतस्तद्दिवावशेषे ऋणलग्नमत्र ॥**
**दिवावशेषे हि सषड्भसूर्यान्निशावशेषे हि यथास्थिनार्कात्**

**अ०—दिनमानतः इष्टं विशोध्यं तत् दिवावशेषं अत्र ऋणलग्नं हि दिवावशेषे सषड्भसूर्यात् निशावशेषे यथा स्थिनार्कात् हि ॥२९॥**

ભાવાર્થ—દિનમાનમાંથી ઇષ્ટકાળ બાદ કરીએ તો દિનશેષ કહેવાય અને તેમાં ઋણ લગ્ન કરવું દિવસના શેષ ભાગમાં તેમજ રાત્રિના પ્રથમ ભાગમાં સષડ્ભ સૂર્ય કરી ગણવું અને રાત્રના શેષ ભાગમાં તેમજ દિવસના પ્રથમ ભાગમાં જે સૂર્ય હોય તેજ કાયમ રાખવો (અર્થાત્ સષડ્ભ સૂર્ય કરવો નહિં)

ઋણુલગ્ન કરવાનું રીત—

**सायनांशरविभुक्तवलग्नात् स्वोदयात् खगुण हृद्रविभुक्तं ॥**
**शोध्यमिष्टपलतश्च विलोमात् शेषमभ्रगुण निघ्नहरासं॥३०॥**
**कार्यं चशुद्धाद्गणमंशपूर्वं चलांशहीनं तु ऋणं विलग्नं ॥**

वभोगभारः भिनत्ति द्वीशांतकाजालिजपाः च रिक्तां नलं सार्पं मित्रसंस्थः विध्येत खलु धनेज्यदस्रानीलभानि मीनं अः यं ऋचं शक्रसंस्थः विध्यति ॥ २१ ॥ २२ ॥ २३ ॥ २४ ॥ २५ ॥

ભાવાર્થ—અકર, અશ્વિની, ટકાર, કન્યા; ધન, મેષ, અભિજીત ઉકાર અને પુષ્ય નક્ષત્રને પૂર્વાફાલ્ગુની નક્ષત્રમાં રહેલો ગ્રહ વેધ કરે છે–તુલ વૃશ્ચિક, ઉત્તરાષાઢા; ડકાર મકાર, પકાર ભકાર, પુનર્વસુ અને રેવતી નક્ષત્રને ઉત્તરાફાલ્ગુની નક્ષત્રનો ગ્રહ વેધ કરે છે–રકાર, [illegible]ર, કકાર, ચકાર, હકાર, આર્દ્રા પૂર્વાષાઢા એકાર અને ઉત્તરાભાદ્રપદ નક્ષત્રને હસ્ત નક્ષત્રમાં રહેલો ગ્રહ વેધ કરે છે–તકાર, નકાર, પકાર, કકાર, પૂર્વાભાદ્રપદ, કર્ક. સિંહ, મૃગશીર્ષ અને મૂળ નક્ષત્રને ચિત્રા નક્ષત્રનો ગ્રહવેધ કરે છે–ઋકાર, રકાર, ઓકાર, મિથુન, કન્યા, જ્યેષ્ટા, રોહિણી અને શતતારકા નક્ષત્રને સ્વાતિ નક્ષત્રમાં રહેલો ગ્રહવેધ કરેછે–અનુરાધા, ધનિષ્ઠા, તકાર, તુલા, વૃષભ, નંદા, ભદ્રા, અકાર, અને કૃતિકા નક્ષત્રને વિશાખા નક્ષત્રનો ગ્રહ વેધ કરે છે. વિશાખા, ભરણી, મેષ, વૃશ્ચક, જયા, રિકતા, નકાર, લકાર, અને અશ્લેશા નક્ષત્રને અનુરાધા નક્ષત્રનો ગ્રહ વેધ કરેછે. ધન, પુષ્ય, અશ્વિની, સ્વાતિ, મીન, અઃ, યકાર, ઋકાર, અને ચકારને જ્યેષ્ટા નક્ષત્રનો ગ્રહવેધ કરેછે.

चित्रादितीं पौष्णघटौ चनक्रंदंभंनत विध्यति मूलसंस्थः॥
उभार्कशैवानि सजौपरौ च एऐचपूषां विलसन्निहंति२६
उफांतुलालीपभखानिगं चमृगं चपूभां खलु विश्वसंस्थः॥
अंकारजोटं भगवारुणे ऋकन्येधनं कंत्वभिजिद्गनश्च॥२७॥
भद्रां जयां सिंहमृगौ वसुं च खमं मघाग्नी श्रवणाधिरूढः॥
द्वीशोरगौ कर्णघटौ च कर्कं नंदां च रिक्तां च उगौ वसुस्थः ॥ २८ ॥ ब्रह्मानिलेज्यान् मिथुनं च ऋक्षंहंमीनमोकारमबिंद्रभस्थः ॥ विश्वादितीत्वाष्ट्रभगोजराशीन् दकौखगौ हंत्यजपादगामी ॥ २९ ॥ शिवार्कना[illegible]णि लृचंवसुं जमौकारमेवं हि भिनत्त्युभास्थः ॥ मूलेंदुचोफामपि नक्रकुंभौ दलावभौविध्यति पौष्णसंस्थः ॥ ३० ॥ कभेंद्रभाग्यं धनमीनभं च मुकारयौ विध्यति दस्रगामी ॥ मघाग्निमैत्राणिनलौ च रिक्तां जयां च मेषालिभ[illegible]थः ॥ ३१ ॥

अ०–चित्रादिती पौष्णघटौ च नक्रं दंभं नतं मूलसंस्थः विध्यति उभार्कशैवानि सजौपरौ च ए ऐ च पूषां विलसव निहंति उफां तुलालोप भखानिगं च मृगं पूभां विश्वसंस्थः विध्यति खलु अंकार जोटं भगवारुणे ऋ कन्ये धनं तुकं अभिजिद्गतः विध्यति भद्रां जयां सिंहमृगौ च वसुं खमौमघाग्नि श्रवणाधिरुढः विध्यति द्वीशोरगौ कर्णघटौ च कर्कनंदा च रिक्ता च उगौ वसुस्थः विध्यति ब्रह्मानिलेज्यान् मिथुनं च ऋक्षं हं मीनं ओकारं आविंद्रभस्थः विध्यति विश्वादिती त्वाष्ट्रभगोजराशीन दकौ खगौ अजपादगामी हंति शिवार्क नीराणि लृचं वसुं जं ऐकारं एवं हि उभास्थः भिनत्ति मूलेंदु च उफां नक्रकुंभौ दलौ अभौ अपि पौष्ण संस्थः विध्यति फणेंद्रभग्यं धनमीनभं अः उकारगौ दस्रगामी विध्यति मघाग्निमैत्राणिनलौ च रिक्तां जयां च मेषालिभ अंतकस्थ विध्यति ॥ २६ ॥ २७ ॥ २८ ॥ २९ ॥ ३० ॥ ३१ ॥

ભાવાર્થ ચિત્રા પુનર્વસુ રેવતી, કુંભ, મકાર, દકાર ભકાર, નકાર, અને તકારને મૂળ નક્ષત્રનો ગ્રહ વેધ કરે છે–ઉત્તરાભાદ્રપદ હસ્ત આર્દ્રા, સકાર, જકાર, એકાર, અને ઐકારને પૂર્વાષાઢા નક્ષત્રનો ગ્રહ વેધ કરેછે–ઉત્તરાફાલ્ગુની, તુલા, વૃશ્ચિક, પકાર, ભકાર, અકાર, ગકાર, મૃગશીર્ષ અને પૂર્વાભાદ્રપદને ઉત્તરાષાઢા નક્ષત્રનો ગ્રહ વેધેછે–અંકાર, જકાર, ટકાર, વકાર પૂર્વાફાલ્ગુની, શતતારકા, ઋકાર, કન્યા, ધન, અને રોહિણી નક્ષત્રને અભિજીત્ નક્ષત્રનો વેધ કરેછે–ભદ્રા, જયા; સિંહ, મકર, ધનિષ્ટા, ખકાર, મકાર, મઘા અને કૃતિકા નક્ષત્રને શ્રવણમા રહેલો ગ્રહ વેધે છે–વિશાખા અશ્લેશા, શ્રવણ, કુંભ, કર્ક નંદા, રિકતા, ડકાર અને ગકારને ધનિષ્ટા નક્ષત્રનો ગ્રહ વેધ કરે છે.–અભિજીત્, સ્વાતિ, પુષ્ય, મીથુન, ઋકાર, સકાર, હકાર, મીન અને ઓકારને શતતારકા નક્ષત્રનો ગ્રહ વેધ કરે છે–ઉત્તરાષાડા, પુનર્વસુ, ચિત્રા, વૃષભ, મેષ, દકાર, કકાર, ખકાર, અને ગકારને પૂર્વાભાદ્રપદનો ગ્રહ વેધ કરે છે.–આર્દ્રા, હસ્ત પૂર્વાષાડા લકાર ચકાર, વકાર, સકાર, જકાર, અને ઓકારને ઉત્તરાભાદ્રપદ નક્ષત્રનો ગ્રહ વેધે છે. મૂળ, મૃગશીર્ષ, ઉત્તરાફાલ્ગુની, મકર, કુંભ, દકાર, લકાર, અકાર, તથા ભકારને રેવતી નક્ષત્રનો ગ્રહ વેધ કરેછે–રોહિણી જેષ્ટા પૂર્વાફાલ્ગુની ધન મીન અઃ, ઉકાર અને યકારને અશ્વનીનો ગ્રહ વેધે છે–મઘા, કૃત્તિકા, અનુરાધા, નકાર, લકાર, રિકતા, જયા, મેષ અને વૃશ્ચિક રાશીને ભરણીનો ગ્રહ વેધે છે.

ङछठाघणषढाधवशास्ते नोदितास्थफझषास्त्विह वेधे ॥
आत्मवर्गजवधे स्ववधः स्यादादिकोणगवधस्त्ववधेपि ३२

अ०–अथ ङछठाघणषढाधवशाः ते वर्णाः इह वेधे नउदिताः थफझषाः आत्मवर्गजवधे स्ववधः स्यात् आदिकोणगवधः तुपुनुः अवधे अपि स्यात ॥ ३२ ॥

ભાવાર્થ-ङ, છ, ઠ, ઘ, ણ, ષ, ઢ, ધ; વ શ, થ, ફ, ઝ, ષ, એ સઘળા અક્ષરોને સર્વ તે ચક્રમાં વેધ કહ્યો નથી, કેમકે, જ્યાં પોતાના વર્ગનો વેધ હોય ત્યાં તેનો વેધ સમજી લેવો અને અકારનો વેધછે તે છતાં પણ કોણના અક્ષરોનો વેધ સમજાવો

भ्रमो भवेधेक्षरजे च हानिर्व्याधिः स्वरे भीश्चतिथौ निरुक्ता
राशिप्रवेधे महदंतरायो नरः कथं जीवति पंचवेधे ॥ ३३ ॥

अ०–भवेधे भ्रमः च अक्षरजे हानिः स्वरै व्याधिः च तिथौभीः निरुक्ता राशिप्रवेधे महदंतरायः ( तु ) पंचवेधे नरः कथं जीवति ३३

ભાવાર્થ-જો નક્ષત્રનો વેધ હોય તો ભ્રમ કરાવે અક્ષરોનો વેધ હોય તો હાની કરાવે, સ્વરનો વેધ હોયતો વ્યાધિ ઉત્પન્ન કરે, તિથીનો વેધ હોય તો ભય થાય, રાશીનો વેધ હોયતો મોટું વિઘ્ન થાય, અને જો પાંચે પ્રકારના વેધ આવ્યા હોય તો નિશ્ચે મૃત્યુ થાયછે.

दायसाधनाविधिं विना फलं हौरिकं तु सकलं विफलं स्यात्
प्रोच्यते तदधुनैव तद्विधिः पूर्वसूरिविहितेन कर्मणा ३४

अ०–दायसाधनं विधिं विना सकलं हौरिकं फलं विफलं भवेत् तद् पूर्व सूरिविहितेन कर्मणा तद्विधिः अधुना एव प्रोच्यते ३४

ભાવાર્થ–આયુષ્યનું સ્પષ્ટિકરણ કર્યાવિના જ્યોતિઃશાસ્ત્રનુ ફળ મૃષા છે માટે પૂર્વના આચાર્યોએ જેમ કહ્યું છે તેપ્રકારે આયુર્દાનું ગણીત કહુંછુ.

गजाभ्रभूमिर्निहता ग्र.णां राश्यंशलिप्ताः खरसैस्तु तष्टा
लिप्ताविलिप्तास्तु लवाः खरामैस्तष्टाः फलं चोपर्यियोजनीयं
ये राशयो भास्करशेषिताश्चभवंत्यवाप्तं भगणाः पुनस्ते ॥
अर्कावशिष्टास्तु समाद्यमायुः स्फुटं विधेयं तु भचक्रहान्या

अ०–ग्रहाणां राश्यंशलिप्ताः गजाभ्रभूमिः निहता तु लिप्ताविलिप्ता खरसैः तष्टा त लवाः खरामैः तष्टाः च फलं उपरियोजनीयं

भास्कर शेषिताः ये राशयः च भगणाः अवाप्तं भवंति पुनः अर्कावशिष्टाः ते भचक्रहान्या समाद्यमायुः स्फुटं विधेयं तु ॥३५॥३६॥

ભાવાર્થ—ગ્રહોની રાશી તથા અંશાદિને ૧૦૮ વડે ગુણવા, કળા વિકળાને ૬૦ થી ભાગ લેવો અને અંશને ૩૦ થી ભાગવા, જે ફળ આવે તેને ઉપર જોડી દેવું. રાશી આવે તેને બારે ભાગવા, જે ભગણ આવે તેને ફરી બારે ભાગવાથી વર્ષાદિ આયુર્દા આ.વે તેને ભચક્ર રાશીથી સ્પષ્ટ કરવું.

ટીકા—સૂર્ય—૮—૨૧—૨૨—૧૩ છે તેને ૧૦૮ થી ગુણવા પછી જે વિકળા હોય તેને ૬૦ થી ભાગવા એટલે ભાગમાં ૨૩ આવશે અને શેષ ૨૪ રહે તે પળ જાણવા. ભાગમાં આવેલા ૨૩ ને કળા ૨૨ ને ૧૦૮ થી ગુણતાં જે ફળ આવ્યું હોય તેમાં ઉમેરી દેવા એટલે ૨૩૯૯ આવશે તેને ૬૦ થી ભાગીએ એટલે ભાગમાં ૩૯ અને શેષ ૫૯ આવશે તે ૫૯ ઘડી સમજવી; પછી અંશ ૨૧ ને ૧૦૮ થી ગુણી જે ફળ આવ્યું હોય તેમાં ૩૯ ઉમેરવા અને ૩૦ થી ભાગવા એટલે ભાગમાં ૧૬ આવી શેષ ૨૭ રહેશે તે દીવસ જાણવા; પછી રાશીને ૧૦૮ થી ગુણી ૧૬ ઉમેરીને બારે ભાગીએ એટલે ભાગમાં ૧૮ આવી શેષ ૪ રહેશે તે માસ સમજવા ૧૮ ને બારે ભાગીએ તો ૬ શેષ રહે તે વર્ષ સમજવાં. આવી રીતે સૂર્યનું મધ્યમાયુ ૬—૪—૨૭—૫૯—૨૪ આવ્યું એ પ્રમાણે દરેક ગ્રહનું કરવું (મધ્યમાયુ કરવાનાસ્પષ્ટ કોષ્ટકો પારશિષ્ટ ૧૨ અંશાદિ, નં૦ ૧, કલાદિ નં૦ ૨, વિકલાદિ નં૦ ૩, પાનું ૧૩-૧૪માં આપ્યા છે તેની રીત પણ ત્યા બતાવી છે તેમ કરવાથી તથા શ્લોક પ્રમાણે કરવાથી બરાબર આવશે.

लग्नायुरेवं बलवद्विलग्ने वर्षैर्युतं राशिमितैर्लवाये ॥
द्विघ्नेषुभक्ताः फलमत्र मासादिकं तु तन्मासमुखेषु योज्यं॥

अ०—एवं बलवद् विलग्ने राशिमितैः वर्षैः युतं कार्यं ये लवाः द्विघ्ना इषु भक्ता अत्रफलम् मासादिकं तु तन्मासमुखेषु योज्यम् ३७

ભાવાર્થ—એ પ્રમાણે લગ્નનું પણ મધ્યમાયુ કરવું, હવે લગ્નના સ્પષ્ટાયુનો પ્રકાર કહે છે. જો લગ્ન બળવાન હોય તો તેટલા વર્ષ યુક્ત કરવા અને અંશાદિને બેથી ગુણી પાંચ થી ભાગવા જે ફળ આવે તેને માસ દીવસ આદિમાં જોડી દેવા ( લગ્ન નીર્બળ હોય તો મધ્યમાયુ એજ સ્પષ્ટાયુ સમજવું. )

ટીકા—લગ્નને પોતાનો સ્વામી દેખતો હોય અથવા તે શુભ ગ્રહથી યુક્ત હોય તો લગ્ન બળવાન જાણવું. ધારો કે જન્મ કુંડલીમાં કર્ક લગ્નને

તનો સ્વામી ચંદ્રમાં સંપૂર્ણ દ્રષ્ટિથી જુવેછે, તેમજ લગ્ન શુભ ગ્રહે યુકત છે એટલે લગ્ન બળવાન થયું છે. ઉપરના શ્લોકમાં બતાવેલી રીત પ્રમાણે લગ્નનું મધ્યમાયુ કહતાં ૬-૧૧-૧૩-૬-૩૬ આવ્યું છે. એનું સ્પષ્ટાયુ કરતાં ૧૦-૪-૨૩-૨૧-૨૪ આવશે. ( સ્પષ્ટાયુને માટે લખવાનું કે જે સ્વધર્મ અને સત્કર્મને વિષે તત્પર હોય; જીતેંદ્રિય પથ્ય ભોજન કરનાર; સત્યવકતા દેવબ્રાહ્મણપર ભકિતવાળો અને સત્વગુણી હોય, તેને માટે સ્પષ્ટાયુ છે અન્યને માટે નથી. અથવા કેટલાક કારણોને લીધે ગ્રહોમાં ફેરફાર પડવાથી સ્પષ્ટાયુ મળતું નથી માટે એનું વધું વિવેચન અહીં કર્યું નથી. )

**स्फुटं भवेल्लग्नभवायुरेवं खगायुषः संकृतिमद्य वक्ष्ये ।वर्गोत्तमस्वगृहदृक्स्वभागास्थिते ग्रहे तद्द्विगुणं सकृत् स्यात्॥ वक्रोच्चयोस्तेत्रिगुणं विधेयं द्वित्रिप्रसंगे त्रिगुणं सकृत्स्यात् ग्रहोरिगेहे हरते स्वदायात् त्र्यंशं तथार्धं यदि नीचगामी॥ अस्तंगतोर्धं च विहाय शुक्रशनैश्चरौ नैवतयोस्तुहानिः ॥ ?नगृहादात्र्ययगामिपापः षड्बाणवेदत्रिलवार्धसर्वान् ॥ भागान्स्वदायाद्धरतेथ सौम्यस्तदर्धमेवातिबलोखिलेषु ॥ स्थितेषुचेदेकगृहेऽथवोभौ स्वांशं हरत्येव बलोत्कटोयः ॥**

अ०—एवं लग्नभवं स्फुटायुः भवेत् अत्र खगायुषः संकृतिं वक्ष्ये वर्गोत्तमस्वगृहदृक्स्वभागस्थिते तद् सकृत् द्विगुणं स्यात् वक्रोच्चयो तत् त्रिगुणं विधेयं द्वित्रिप्रसंगे सति सकृत् त्रिगुणं स्यात् ग्रहः अरिगेहे सति स्वदायात् त्र्यंशं हरतेयदिग्रहः नीचगामी चेत् तदा अर्धं हरते अस्तंगतः शुक्रः अर्धं आयुः विहाय हरते च अस्तगतः शनैश्चरः तयोः हानिः न एव अथ सौम्यः अतिबलः अखिलेषु स्वदायात् भागान् हरते अतिबलः तदर्द्धं हरते उभौ एकग्रहे स्थितेषु क्रमेणैव बलोत्कटोयहः स्वांशं हराति ॥ ३८ ॥ ३९ ॥ ४० ॥ ४१ ॥

ભાવાર્થ—એ પ્રમાણે લગ્નનું સ્પષ્ટાયુ કરવું. હવે ગ્રહોનું સ્પષ્ટાયુ કરવાનો પ્રકાર કહું છું-જેગ્રહ નવમાંશમાં વર્ગોત્તમી અને દ્રેષ્કાણમાં સ્વગ્રહી હોય તેનું દ્વિગુણ કરવું જન્મકાળે વક્રી તથા ઉચ્ચનો ગ્રહ હોય તો ત્રણ ગણું કરવું. અને જ્યાં દ્વીગુણ અને ત્રીગુણ બન્નેનો પ્રસંગ હોય ત્યાં ત્રણ ગણું કરવું. ગ્રહ શત્રુક્ષેત્રી હોય તો પોતાના ભાગમાંથી ત્રીજો ભાગ હરે, અને જો નીચનો હોય તો અર્ધભાગ હરે

છે, અને શની અસ્તનો હોયતો પણ તેની ચક્રકાની નથી, સાતમા સ્થાનથી દ્વાદશ સ્થાનસુધિમાં જો પાપગ્રહ હોય તો અનુક્રમે ષષ્ટાંશ, પંચમાંશ, ચતુર્થાંશ, ત્રીઅંશ, દ્વિઅંશ, અને બારમે હોયતો સંપૂર્ણ ભાગને હરે છે. અને જો શુભગ્રહ હોય તો તેનું અર્ધભાગ હરણ કરે છે; અને જો એક સ્થાનમાં બધા ગ્રહ બેઠા હોય તો તેમાં જે બળવાન્ હોય તે પોતાનો અંશ હરે છે, તેમજ બે ગ્રહ બેઠા હોય તો તેમાં જે બલીષ્ટ હોય તે પોતાનો અંશ હરે છે.

**नीचोनखेटो रसतोधिकश्चेत् चक्राद्विशुद्धोस्य च भे सरूपे लवादिका ये द्विगुणा भवेयुरुच्चाभिधाना ग्रहरश्मयस्ते ॥**

अ०—नीचोन खेटः रसतः अधिकः चेत् तदा चक्रात् विशुद्धः च अस्य भे सरूपे ये लवादिकाः द्विगुणाः ते उच्चाभिधानाः ग्रहरश्मयः भवेयुः ॥ ४२ ॥

ભાવાર્થ-ગ્રહના નીચમાંથી ગ્રહને બાદ કરવો ૬ રાશીથી વધારે હોય તો ૧૨ માંથી બાદ કરીએ પછી રાશીમાં એક ઉમેરીયે અને અંશાદિને બમણા કરવા તેગ્રહની ઉચ્ચરશ્મી જાણવી.

ટીકા-સૂર્ય-૮-૨૧-૨૨-૧૩ ની ઉચ્ચરશ્મી કરવી છે. હવે સૂર્યનું નીચ ૬-૧૦-૦-૦ છે તેમાંથી રવી ૮-૨૧-૨૨-૧૩-બાદ કરતાં ૯-૧૮-૩૭-૪૭ આવે તે ૬ થી વધારે છે માટે ૧૨ માંથી બાદ કરવા એટલે ૨-૧૧-૨૨-૧૩ આવશે બે રાશીમાં એક ઉમેરવો અને અંશાદિક ૧૧-૨૨-૧૩ ને બમગુા કરવા એટલે ૩-૨૨-૪૪-૨૬ સૂર્યની ઉચ્ચરશ્મી થઇ, એપ્રમાણે દરેક ગ્રહનું કરવું,

**आद्यं जनुर्भं दशमं च कर्म सांघातिकं षोडशमृक्षमाद्यात् अष्टादशं तत्समुदायसंज्ञं विनाशभं स्यात्त्रिकरोन्मितं च॥ तत्त्वोन्मितं मानसनामधेयमुक्तानि षड्भानि च जन्मकाले मृतिः कलि र्हानिररिष्टमुक्तं क्लेशो व्यथा षड्भफलं क्रमेण॥**

अ०—आद्यं जनुर्भं च आद्यात् दशमं कर्म सांघातिकं षोडशम् ऋक्षम् अष्टादशं तत्समुदायसंज्ञं विनाशभं च त्रिकरोन्मितं स्यात् तत्वोन्मितं मानसनामधेयम् स्यात् उक्तानि षड्भानि जन्मकाले मृतिः कलिः हानिः अरिष्टं क्लेशः व्यथा क्रमेण षड्भफलं उक्तं ४३ ४४

ભાવાર્થ—પ્રથમ જન્મનક્ષત્ર જાણવું બીજા ૧૦ ની કર્મસંજ્ઞા છે. ત્યાર પછી ૧૬ સુધી નક્ષત્રની સાંઘાતિક સંજ્ઞા જાણવી, અઢાર સુધી સમુદાય સંજ્ઞા જાણવી, તથા ૨૩ સુધી વિનાશ સંજ્ઞા છે, અને ૨૫ સુધી

માનસ સંજ્ઞા જાણવી, એ પ્રમાણે જન્મકાળે ષડૂભચક્ર કહ્યું છે તેનું ફળ મૃત્યુ; ક્લેશ હાનિ અરિષ્ટ, દુઃખ, અને વ્યથા, એ અનુક્રમે સમજવું

**अथेष्टकालं रविचंद्रभातोधुना प्रवक्ष्ये जनिकालसिध्यै ।**
**पादप्रभादौ विबुधैः प्रसाध्या सम्यक् तु सप्तांगुलशंकुभावा॥**

અ૦—अथ अधुना जनिकालसिध्यै रविचंद्रभातः इष्टकालं प्रवक्ष्ये आदौ विबुधैः पादप्रभा प्रसाध्या तु सम्यक् सप्तांगुलशंकुभावा प्रभा प्रसाध्या ॥ ४५ ।

ભાવાર્થ—જન્મકાળની સિદ્ધિને માટે હમણાં સૂર્ય, ચંદ્ર, અને નક્ષત્રના તારા ઉપરથી ઈષ્ટકાળ કરવાનો પ્રકાર કહું છું. તેમાં પંડિતોએ પગની છાયાથી તથા સરળ સાત આંગળના શંકુથી છાયા ભરવી. ( સિદ્ધાંતશીરોમણી, સૂર્યસિદ્ધાંત, આદિગ્રંથોમાં બાર આંગળનો શંકુ કહેલો છે. )

આ છાયા ગણીત કરવાનું ઘણું કઠણ હોવાથી એને ગમે તેવી રીતે સ્પષ્ટ કરવા છતાં માણસના મગજમાં બરાબર બેસસે નહીં માટે એનું સ્પષ્ટ ગણીત કોઇ વિદ્વાન્ જ્યોતિષિપાસે બરાબર સમજીને કરવું.

**त्रिद्वींदू ३।२।१ खेंद्राक्षि०।१।२कृशानु ३वेदा४बाणांग ५।६**
**बाणांबुधि ५।४ मध्यपादाः॥ मेषादिराशिप्रभवाःक्रमेणस्थू**
**लाइमेसूक्ष्मतरान्प्रवच्मि ॥ ४६ ॥**

અ૦—इमे त्रि द्वि इंदु ख इंदु अक्षि कृशानु वेदा बाण अंग बाण अंग अंबुधि मध्यपादाः क्रमेण मेषादिराशिप्रभवाः स्थूलाः सूक्ष्मतरान् प्रवच्मि ॥ ४६ ॥

ભાવાર્થ—મેષ સંક્રાંતિમાં મધ્યાન્હકાળે ૩ છાયા આવે; વૃષભમ ૨, મિથુનમાં ૧, કર્કમાં ૦, સિંહમાં ૧, કન્યા સંક્રાંતિમાં ૨, તુલા સંક્રાંતિમાં ૩, વૃશ્ચિક સંક્રાંતિ હોય તો ૪, ધન સંક્રાંતિમાં ૫, મકરમાં ૬, કુંભમાં ૫ અને મીન સંક્રાંતિમાં ૪, મધ્યાન્હકાળે પદ છાયા આવે એમ અનુક્રમે જાણવું આસ્થૂળમાન કહ્યું. હવે સૂક્ષ્મમાન કહું છું

**स्वदिनवर्जि[illegible]व परं दिनं शरहतं रसहृत् द्युदलप्रभा ।**
**विरहिता च तयेष्टपदप्रभा नगयुता द्विगुणा च तया हृतं॥**
**नगहृतं [illegible]नमानमतः फलं गतघटीदिनपूर्वदले भवेत् ॥**
**परदले यदि [illegible]षघटी मतो रजांनके[illegible] घटिं प्रवदेऽधुना॥४८।**

अ०– अत्र परं दिनं स्वदिनवर्जितं शरहतं रसहृत घुदलप्रभा स्यात् च तया इष्टपदप्रभा विरहिता नगयुता द्विगुणा च तया हृतं नगहतं दिनमानं अतः फलं दिनपूर्वदले गतघटी भवेत यदि परदले शेषघटी भवेत् ततः अधुना रजनिकेष्टघटीं प्रवदे ४७–४८

ભાવાર્થ—પર દિનમાન ( એટલે વધારેમાં વધારે જે દિનમાન હોય તે ) માંથી સ્વદિનમાન ( એટલે જે દિવસે ઇષ્ટઘટી કાઢવી હોયતે ) બાદ કરવું તેને પાંચે ગુણવા, અને છએ ભાગવા એ મધ્યાનની છાયા આવશે, એને ઇષ્ટપદપ્રભા ( એટલે જે છાયા આપણે ભરી હોયતે ) માંથી બાદ કરીયેને તેમાં ૭ ઉમેરીયે, બેથી ગુણી તેનાં પળ કરવાં. પછી સ્વદિનમાનને સાતે ગુણી તેનાં પળ કરવાં, અને ઉપર આવેલા પળથી ભાગવા તે મધ્યાન પહેલાં હોય તો ગતઘટી જાણવી, અને મધ્યાન પછી હોય તો શેષઘટી જાણવી, હવે રાત્રિની ઇષ્ટઘટી કરવાનો પ્રકાર કહું છું.

ટીકા–સંવત ૧૯૬૪ શકે ૧૮૨૯ ભાદરવા વદિ ૩ ને રવેઉ મધ્યાન્હ પછીની છાયા ૮ ભરી હતી તે દિવસનું દીનમાન ૩૦–૩૧ છે અને પર દિનમાન ૩૩–૨૨ છે. તેમાંથી સ્વદિનમાન ૩૦–૩૧ બાદ કરીએ એટલે ૨–૫૧ આવે તેને પાંચથી ગુણીએ એટલે ૧૪–૧૫ આવે, એને ૬ એ ભાગ લેતાં ૨–૨૨ મધ્યાનની પદ છાયા આવી. એને ઇષ્ટકાળની પદછાયા ૮ છે તેમાંથી બાદ કરીએ તો ૫–૩૮ આવે તેમાં ૭–ઉમેરીયે તો ૧૨–૩૮ આવે તેને બમણા કરી ૬૦ થી ગુણતાં ૧૫૧૬ આવે. હવે સ્વદિનમાન ૩૦–૩૧ ને ૭ થી ગુણી ૬૦ થી ભાગતાં ૧૨૮૧૭ આવે તેને ઉપર આવેલા ૧૫૧૬ થી ભાગ લેવો એટલે ૮-૨૭ આવે છે એ મધ્યાન પછીની છાયા છે માટે ૮ ઘટીને ૨૭ પળ દીવસ શેષ છે એમ જાણવું એ શેષઘટીકાને દિનમાનમાંથી બાદ કરીયે તો સુર્યોદયાત્ ગતઘટી ૨૨ પળ ૪ આવે તે ઇષ્ટકાળ સમજવો

**तिथि प्रमाणेन हतं निशायाः प्रमाणमूनं च युतं भुजाभ्यां कृष्णे सितेयास्तिथिभक्तनाड्यश्चंद्रादयेचास्तमयस्य ताः स्युः ॥ ४९ ॥ योगांतरंकृष्णसितेतयोर्युतोनितं गोलवशात् खवन्हौ ॥ स्याद्धि[illegible] रजनीभवोयं खमध्यनक्षत्रभवं प्र[illegible]म ॥ ५० ॥**

अ०–निशायाःप्रमाणं तिथिप्रमाणेन हतं कृष्णे च सितेपक्षे भुजाभ्यां ऊनं च युतं याः तिथि भक्तनाड्यः ताः चंद्रोदये च अस्तमये स्युः तयोः कृष्णसिते योगांतरं कार्यं गोलवशात् खवन्हौ युतोनितं अयं रजनिभवः इष्टकालः स्यात् खमध्यनक्षत्रभवं ( इष्टकालं ) प्रवच्मि

ભાવાર્થ—તિથીના પ્રમાણુથી રાત્રિમાનને ગુણવા તેમાંથી કૃષ્ણપક્ષ હોયતો એ બાદ કરવા અને શુકલપક્ષ હોયતો એ ઉમેરવા, ૧૫ થી ભાગ લઇયે તે શુકલપક્ષ હોયતો તેટલી ઘટીકા સુધિ ચંદ્રમા રહેશે એમ સમજવું અને કૃષ્ણપક્ષ હોયતો તેટલી ઘટીકાએ ચંદ્રમા ઉગે એમ જાણવું. પછી તેનો યોગ અને અંતર ઉત્તરગોળ હોય તો ૩૦ ઉમેરવા તથા દક્ષણગોળ હોય તો ૩૦ બાદ કરવા એમ કરતાં જે શેષ રહે તે રાત્રિનો ઇષ્ટકાળ સમજવો. હવે રાત્રિએ નક્ષત્રના તારાપરથી ઇષ્ટકાળ કરવાનો પ્રકાર કહું છું

**रविभतो गगनांतरगावधि भगणमूनितमद्रिभिराहतं ॥ नग्वमितैर्विभजेद्गगनेचरैर्भवति लब्धघटीरजनीगता॥५१॥**

अ०—रविभतः गगनांतरगावधि भगणं अद्रिभिः ऊनितं नखमितैः आहतं गगनेचरैः विभजेत् लब्धघटी रजनीगता भवति ॥५१॥

ભાવાર્થ—રાત્રિએ નક્ષત્રના તારા ઉપરથી ઇષ્ટકાળ કાઢવો હોયતો તેમાં સૂર્યનું જે મહાનક્ષત્ર ચાલતું હોય તેમાંથી આકાશમાં જે નક્ષત્ર દેખાતું હોય ત્યાંસુધિ ગણવું પછી તેમાંથી ૭ બાદ કરી ૨૦ થી ગુણવા અને ૯ થી ભાગવા જે શેષ રહે તેટલી રાત્રી ગઇછે એમ સમજવું.

**मध्यान्हपादाः शशिराशितः स्युर्नक्तेष्टकाले रविराशितोह्नि ॥ रसघ्नमध्यान्हभयाविहीनं कार्यं बुधैर्द्रैर्द्विशतं भुजोनं ॥ ५२ ॥ शंकुप्रभामध्यभयाविहीनं सांगाद्विनिघ्ना च तया विभक्तं ॥ लब्धं गतापूर्वदले दिनस्य परेदले नात्ववशेषनाड्यः ॥ ५३ ॥**

अ०—नक्तेष्टकाले मध्यान्हपादाः शशिराशितः स्युः अन्हि रविराशितः बुधैंद्रैः रसघ्नमध्यान्हभया द्रिशतं विहीनं कार्यं भुजोनं (कार्यं) शंकुप्रभा मध्यभया विहीना ( कार्या ) सांगा द्रिनिघ्ना च तया विभक्तं ता लब्धं दिनस्य पूर्वदले गता नाड्यः ताः तु परदले अवशेषनाड्यःस्युः

ભાવાર્થ—રાત્રિના ઇષ્ટકાળમાં મધ્યરાત્રિની પ્રભા ચંદ્રની રાશીથી ગણવી; તેમજ દિવસે રવીની રાશીથી ગણવી, પછી વીદ્વાનોએ ૬ થી ગુણીને ૨૦૦ ઓછી કરવી પાછી બે ઓછી કરવી, પછી શંકુપ્રભાને મધ્યાન્હની પ્રભામાંથી બાદ કરવી, તેમાં ૬ ઉમેરીએ અને બેથી ગુણી ઉપર જે આવ્યું છે તેને ભાગવાથી જે શેષ રહે તે દિવસના પૂર્વદળમાં હોય તો ગતઘટી જાણવી અને મધ્યાન્હ પછી હોયતો શેષઘટીકા જાણવી.

**या तर्जनी मेरुरथो धरान्या मध्या घटीनां त्रितयं परायाः॥
द्वयं द्वयं ताभिरहोदलं स्यात्पूर्वे दलेन्हो विगतश्च शेषः५४
मध्यादिसप्तांगुलयः समस्तास्युत्तानितास्तर्जनिकोर्ध्वगा सा
मन्वंडपर्वाद्रितयेन साध्या कार्या तथैवेष्टघटी स्फुटा सा ॥**

अ०—या तर्जनी सा मेरुः अथो अन्याः धरा मध्या घटीनां त्रितयं परायाः द्वयं द्वयं ताभिः अहोदलं स्यात् अन्हः पूर्वदले विगतः नाड्यः च परेदले शेषः स्यात् समस्ताः मध्यादिसप्तांगुलयः उत्तानिताः या तर्जनिका सा उर्ध्वगा मन्वंडपर्वाद्रितयेनसाध्या तथैव सा इष्टघटी स्फुटा कार्या ॥ ५४ ॥ ५५ ॥

ભાવાર્થ -જે તર્જની ( એટલે અંગુઠાની જોડની આંગળી ) છે તે મેરૂ સમજીએ, અને બાકીની બીજી આંગળીઓને પૃથ્વી સમજવી, મધ્યની આંગલી ( એટલે અંગુઠાથી બીજી આંગળી ) ની ત્રણ ઘટીકા ગણવી, અને બાકીની આંગળીઓની બે, બે, ઘટીકા ગણવી, તે અહોદળ કહેવાય છે. તે દિવસના પૂર્વદળમાં (એટલે મધ્યાન્હ પેહેલાં) હોય તો ગતઘટી જાણવી. અને મધ્યાન્હ પછી હોય તો શેષઘટી જાણવી. સઘળી મધ્યની આદિ લઇને સાત આંગળીઓને સરખી રાખીને તર્જની આંગલીને બીજા ખડથી બરાબર ઉંચી કરવી પછી તેનો પડછાયો જેટલી આંગલીપર પડે તે પ્રમાણેની ઘટીકા સમજવી.

જે વખતે ઇષ્ટઘટી કાઢવી હોય તે વખતે બે હાથની આઠ આંગળીઓછે તેમાં જમણા હાથની તર્જનીને ઉંચી કરવી તે એવી રીતે કે સરળ બીજી આંગળીઓ ઉપર એ તર્જનીનો પડછાયો પડે. એમાં જેટલી આંગળીસુધી પડછાયો પડે તેટલાંની ઘટીકાઓ ગણવી. તેમાં બે હાથની વચલી આંગળી બે છે તેની ત્રણ ત્રણ ઘટીકા અને બાકીની જે પાંચ રહી તેની બે બે ઘટીકા સમજવી. ધારોકે તર્જનીનો પડછાયો માત્ર બે આંગળી ઉપરજ પડેછે તો પહેલીની ત્રણ અને બીજીની બે મળી પાંચ ઘટીકા સૂર્ય ઉગ્યાને થઇ છે એમ સમજવું.

**इति श्रीमद्दलभद्रात्मजयाज्ञिकनाथविरचितायां जातकचंद्रिकायां गणितप्रकाशकोनामतृतीयःप्रबोधःसमाप्तः॥ ३ ॥**



# ॥ अथ चतुर्थःप्रबोधःप्रारंभः ॥

अवि॰ितपरिभाषो दैवविन्न क्षमः स्यात् फलमिह परिवक्तुं हौरिकं मानवानां ॥ इति खलु परिभाषा प्रोच्यते जातकाब्धिं सकलमपिविगाह्याजादिरव्यादिकानां ॥ १ ॥

अ०—इह अविदितपरिभाषः दैववित् मानवानां हौरिकं फलं परिवक्तुं क्षमः न स्यात् इति सकलम् अपि जातकाब्धिं विगाह्य अजादिरव्यादिकानां परिभाषा प्रोच्यते खलु १

ભાવાર્થ—જ્યોતિષશાસ્ત્રની પરિભાષાથી વિમુખ દૈવવિત્ (જોષી) મનુષ્યોના જન્મ સમય સંબંધી શુભાશુભ ફળ કહેવાને સમર્થ થતો નથી. માટે સંપૂર્ણ જ્યોતિષશાસ્ત્રમાં પ્રવેશ કરીને મેષાદિ રાશીઓની તથા સૂર્યાદિગ્રહોની પરિભાષા કહીયે છીયે

मेषः कमास्यं वृषभो नृयुग्मं करौ च कर्को हृदयं च सिंह ॥ तुंदं च कन्यैव कटिस्तु बस्तिस्तुलैवगुह्यंच सरीसृपः स्यात्॥ ऊरू धनुः स्यात् मकरस्तु जानू जंघे च कुंभश्चरणौ झषश्च खगो हि यत्रावयवे स्थितोसौ चिन्हं विधत्तेवयवेषु तेषु॥

अ०—मेषः कं स्यात् वृषभः आस्यं नृयुग्मं करौ, च कर्कः हृदयं, सिंहः तुंदं, कन्या एव कटिः, तु तुला एव बस्तिः, सरीसृपः गुह्यं स्यात् धनुः ऊरू स्यात् मकरः जानू, कुंभः जंघे, च झषः चरणौ, हि यत्रावयवे स्थितः असौ खगः तेषु अवयवेषु चिन्हं विधत्ते २ २

ભાવાર્થ—મેષરાશીનું સ્થાન મસ્તક છે, વૃષભનું મુખ, મિથુનરાશીનું બે હાથ કર્કરાશીનું હૃદય, સિંહનું ઉદર, કન્યાનું કટીસ્થાન, તુલાનું બસ્તીસ્થાન, વૃશ્ચિકનું ગુહ્યસ્થાન, ધનનું ઉરૂ (સાથળ) મકરનું જાનું (ઘુટણ) કુંભનું જાંગઉપર અને મીનરાશીનું સ્થાન પગપર છે, જે શરીરના અવયવોને વિષે ગ્રહો રહ્યા હોય તે અવયવોમાં વક્ષ્યમાણચિન્હ કરે છે.

रविर्व्रणं काष्ठचतुष्पदोत्थं शृंग्यंबुचारिप्रभवं विधुश्च ॥ कुजोस्त्रजातं विषवन्हिजं विच्छनिर्दृषद्वायुभवं विधत्ते ॥

अ०—रविः काष्ठ चतुष्पदोत्थं, व्रणं विधत्ते, च विधुः शृंग्यंबुचारि प्रभवं च कुजः अस्त्रजातं विद् विषवन्हिजं शनिः दृषद्वायुभवं व्रणं विधत्ते

ભાવાર્થ—કાઇ અથવા ચોપગા જનાવરથી સૂર્યચિન્હ કરે છે, ચંદ્રમા શીંગડાવાળા જનાવરથી અથવા જળચરપ્રાણીથી, મંગળશસ્ત્રથી, બુધ વીષ તથા અગ્નિથી ચીન્હ કરે છે, અને શની પાષાણથી તથા વાયુના ઉપદ્રવથી ચીન્હ કરે છે.

**कुर्वंति पापा व्रणमे[त्र] याता युक्तेक्षिताः सौम्यखगैस्तु लक्ष्म स्वराशिभागस्थिरगा सहोत्थमागंतुकंतद्विपरीतसंस्थाः ॥**

अ०—एषु याताः पापाः व्रणं कुर्वंति तु ( पुनः ) सौम्य खगैः युक्ते क्षिताः लक्ष्म ( कुर्वंति ) स्वराशिभागस्थिरगाः तु महोत्थं तद्विपरीत संस्थाः आगंतुकं कुर्वंति ५

ભાવાર્થ—પૂર્વોકત સ્થાનમાં રહેલા પાપગ્રહો શરીરપર વ્રણ કરેછે અને શુભગ્રહોથી યુકત હોય અથવા શુભગ્રહો દેખતા હોયતો લાખું કરેછે તેમજ પોતાના નવમાંશમાં રહેલા હોયતો જન્મથીજ વ્રણ કરે છે અને તેનાથી વીપરીત હોય તો ઓચીંતુ કંઇક ચીન્હ કરેછે.

**बुधेन युक्तं खचरत्रयं चेत्तत्र व्रणं राशिसमानदेशे॥ पापस्तुषट्कोणग तो व्रणं च सौम्यस्तिलं सौम्ययुतोपि लक्ष्म ॥**

अ०—बुधेन युक्तं खचरत्रयं चेत् तत्र राशिसमानदेशे व्रणं स्यात् च षट्कोणगतः पापः ( चेद् ) व्रणं सौम्यः ( चेद् ) तिलं च सौम्ययुतः अपि लक्ष्म स्यात् ६

ભાવાર્થ—બુધે યુકત ત્રણ ગ્રહ હોયતો તે રાશીના સમાન દેશમાં વ્રણ કરે છે તથા પાપગ્રહ પાંચમા અથવા છઠા સ્થાનમાં હોય તો પણ વ્રણ કરે છે. શુભગ્રહ હોયતો તે સ્થાનમાં તલ કરે છે અને શુભગ્રહે યુકત હોય તો લાખું કરે છે.

**शिरोक्षिणी [क]र्णनसे कपोलौ हनुमुखं चादिमके दृकाणे ॥ कंठांसकौ बाहुयुगं च पार्श्वे हृत्क्रोडनाभिः कथितो द्वितीये ॥ ७ ॥ बस्तिस्तता लिंगगुदे च मुष्कावूरुद्वयं जानुयुगे च जंघे ॥ पादौ तृतीयेभ्युदितं च वामं विलग्नतो दक्षिणमन्यदर्धं ॥ ८ ॥**

अ०—शिरोक्षिणी कर्णनसे च कपोलौ हनुः मुखम् आदिमके दृकाणे कंठांसकौ, बाहुयुगं च पार्श्वे, हृत्क्रोडनाभिः द्वितीये (दृकाणे) कथिता बस्तिः तथा लिंगगुदे च मुष्कौ ऊरुद्वयं जानुयुगं च पादौ

तृतीये ( दृकाणे ) विलग्नः वामं अभ्युदितं अन्यद् अर्धं दक्षिणम् ( अभ्युदितं ) ॥ ७ ॥ ८ ॥

ભાવાર્થ—મસ્તક, નેત્ર, કર્ણ, નાસિકા, ગંડસ્થળ, દાઢી, મુખ એ પ્રથમ દ્રેષ્કાણને વિષે. કંઠ, બે ખભા, બે હાથ, બે પાંસા, હૃદય, અને નાભી, એ બીજા દ્રેષ્કણમાં કહ્યાં છે. બસ્તી, લીંગ, ગુદા. મુષ્ક, ( વૃષણ ), બે જાંગ, જાનુ, પગનો નળો, અને બે પગો, એ ત્રીજા દ્રેષ્કણમાં કહ્યાં છે. લગ્નથી ઉત્તરે અર્ધ કહ્યું છે, ને બાકીનું અર્ધ દક્ષિણે કહ્યું છે.

सिंहाद्रविश्चक्रदलाधिकारी कर्कोद्विलोमात्तु हिमांशुरेव ॥
भूरिप्रतापा रविगेहयाताश्चांद्रेषु ते कोमलता विलासाः ॥

अ०—सिंहात् चक्रदलाधिकारी रविः स्यात् तु विलोमात् कर्कात् हिमांशुः रविगेहयाताः भूरिप्रतापाः (स्युः) चांद्रे तु कोमल ताविलासा (स्युः)

ભાવાર્થ—સિંહરાશીથી ચક્રદળનો અધીકારી સૂર્ય છે, અને તેથી વીલોમ કર્ક રાશીથી ચક્રદળનો અધીકારી ચંદ્રમા છે સૂર્યના ઘરમાં રહેલા ઘણા પ્રતાપી છે, અને ચંદ્રના ઘરમાં રહેલા ઘણા કોમળ તેમજ વિલાસી છે.

विक्रमं समवलोक्य मृगेंद्रे स्वीयमास्पदमधाद्रविरत्र ॥
शीतभानुरपि तं निकटत्वात्कर्कटं निजगृहं ह चकार ॥

अ०—रविः अत्र मृगेंद्रे विक्रमम् समवलोक्य स्वीयम् आस्पदं अधात् शीतभानुः अपि तन्निकटत्वात् कर्कटं निजगृहं चकार हि १०

ભાવાર્થ—સૂર્યે સિંહરાશીમાં પરાક્રમ જોઇ તેમાં પોતાનું સ્થાન કર્યું છે, અને ચદ્રમા પણ સિંહરાશીની પાસે છે માટે કર્કરાશીમાં પોતાનું સ્થાન કર્યુ છે.

तयोः समीपं क्रमतः समेता येन्येग्रहा याचनया गृहाणाम् दत्तानि तेभ्यो भवनानि ताभ्यां सर्वे ततो युग्मगृहास्तु जाताः ॥ ११ ॥

अ०—तयोः समीपं क्रमतः ये अन्ये ग्रहाः ग्रहाणां याचनया समेताः तेभ्यः ताभ्यां भवनानि दत्तानि ततः सर्वे युग्मगृहाः जाताः ११

ભાવાર્થ—સૂર્ય અને, ચંદ્રની પાસે ભૌમાદી ગ્રહો સ્થાનની યાચના કરવા માટે આવ્યા, ત્યારે, સૂર્ય અને ચંદ્રમાએ તેઓને (ભૌમાદિગ્રહોને) એકેક સ્થાન આપ્યું તેથી તેઓ બે, બે, રાશીના અધીપતી થયા.

क्रूरसौम्यपुरुषस्त्रियः क्रमात् राशयः क्रियभतःपुनःपुनः ॥
ते चरस्थिरयुगस्वभावकाः प्रश्नजातकशरत्सु तत्फलम् ॥
अ०—क्रियभतः पुनः पुनः क्रूरसौम्यपुरुषस्त्रियः क्रमात् राशयः
ते चरस्थिरयुग स्वभावकाः ( स्युः ) प्रश्नजातकशरत्सु तत् फलम् १२

भावार्थ—મેષરાશીથી અનુક્રમે ક્રુર અને સોમ્ય તેમજ પુરૂષ અને સ્રી એ અનુક્રમથી રાશીઓ જાણુવા. તેમજ ચર, સ્થીર અને દ્વિઃસ્વભાવ એ સંજ્ઞા જાણુવી અને તેનું ફ્ળ પ્રશ્નમાં જન્મકાળે,અને વર્ષમાં એક સરખુંછે.

सिंहाजचापावृषनक्रकन्या हृद्रोगयुग्मे च तुलाक्रमेण ॥
कर्कालिमीनाः पुरुहूतमुख्या दिशामधीशा विबुधैरिहोक्ताः
अ०—सिंहाजचापाः वृषनक्रकन्याः हृद्रोगयुग्मे च तुलाक्रमेण
कर्कालिमीनाः पुरुहूतमुख्याः इह दिशां अधीशाः विबुधैः उक्ताः १३

ભાવાર્થ—મેષ, સિંહ, ધન, એ ત્રણરાશી પૂર્વદીશાની અધીપતી છે, વૃષભ, કન્યા, મકર દક્ષિણદિશાની, મિથુન. તુલા, કુંભ પશ્ચીમ દીશાની, અને કર્ક વૃશ્ચિક મીન, રાશીઓ ઉત્તરદિશાની અધીપતી છે.

अजो दिगंशै१०र्वृषभस्तु रामै३र्नक्रोष्टदस्त्रै२८स्तिथिभिश्च
कन्या ॥ कर्कः शरांशै५र्भमितैश्चमीन२७स्तुलाखदस्त्रै२०
रवितुंगभानि ॥ १४ ॥
अ०—दिगंशैः अजः रामैः वृषभः अष्टदस्त्रैः नक्रः, च तिथिभिः
कन्याः शरांशैः कर्कः भमितैः मीनः खदस्त्रैः तुला रवितुंगभानि १४

ભાવાર્થ—સૂર્ય, મેષરાશીના ૧૦ અંશસુધી ઉચ્ચનો ચંદ્ર, વૃષભના ૩ અંશ સુધી. મંગળ મકરના ૨૮ અંશસુધી. બુધ કન્યાના ૧૫ અં. શસુધી. ગુરૂ કર્કના ૫ અંશ લગી, શુક્ર મીનના ૨૭ અંશસુધી, અને શની તુલાના ૨૦ અંશ લગી ઉચ્ચનો જાણવો.

स्यादुच्चतः सप्तमभं च नीच त्रि३।६।१०।११षट्दशायोपच-
याभिधानम् ॥ दशा१०द्य१बंधु४प्रमदा७गृहाणि केंद्राणि
वा कंटकसंज्ञकानि ॥ १५ ॥
अ०—उच्चतःसप्तमभं नीचं स्यात् त्रिषट्दशायोपचयाभिधानि
(स्युः ) दशाद्यबंधुप्रमादागृहाणि केंद्राणि वा कंटकसंज्ञकानि ( स्युः )

ભાવાર્થ—ઉચ્ચ રાશીથી સાતમી રાશી નીચ જાણવી ( જેમકે મેષ રાશીના દશ અંશ સુધી સૂર્ય ઉચ્ચનો છે તો મેષથી સાતમી તુલા

રાશિના ૬ઃ અંશસુધી સૂર્ય નીચનો સમજવો.) ૩-૬-૧૦-૧૧ એ સ્થાનોની ઉપચય સંજ્ઞા, અને ૧-૪-૭-૧૦ એ સ્થાનોની કેંદ્ર અથવા કંટક સંજ્ઞા જાણવી.

अग्रतः पणफराख्यमथापोक्लिमसंज्ञमुदितं खलु केंद्रात् ॥
त्रित्रिकोणमुदितं नवमं वा पंचमं च नवमं तु त्रिकोणम् ॥
पातालसंज्ञं हिबुकं सुखाख्यं वेश्मांबुसंज्ञं च चतुर्थकं स्यात्
दुश्चिक्यसंज्ञं सहजं तृतीयकोणाभिधानं खलु पंचमं स्यात् ॥

अ०—खलु केंद्रात् अग्रतः पणफराख्यं अथ आपोक्लीमसंज्ञं उदितं नवमं त्रित्रिकोणं (उदितं) पंचमं च नवमं त्रिकोणं उदितं पातालसंज्ञं हिबुकं सुखाख्यं च (परं) वेश्म अंबुसंज्ञं चतुर्थकं (स्यात्) दुश्चिक्यसंज्ञं सहजं तृतीयं स्यात् खलु कोणाभिधानं पंचमं स्यात् १७

ભાવાર્થ—પ્રથમથી ગણતાં કેંદ્ર, પણફર, અને આપોક્લીમ, એ અનુક્રમે સંજ્ઞા જાણવી. અર્થાત્ ૧-૪-૭-૧૦ એ કેંદ્રસ્થાન, ૨-૫-૮-૧૧ એ પણફરસ્થાન, અને ૩-૬-૯-૧૨ એ આપોક્લીમસ્થાન છે. નવમા સ્થાનની ત્રિત્રિકોણ એવી સંજ્ઞા છે, અને, પાંચમાં તથા નવમાં સ્થાનની ત્રીકોણ સંજ્ઞા છે. પાતાળ, હિબુક, સુખ, વેશ્મ, અંબુ, એ ચોથા સ્થાનની સંજ્ઞા છે. દુશ્ચિકય, અને સહજ, એ ત્રીજા સ્થાનની સંજ્ઞા છે, અને પંચમસ્થાનની, કોણ એવી સંજ્ઞા છે. ૧૭

आद्ये नवांशे चरराशियाते स्थिरे तथा मध्यनवांशगश्च
चेत् द्विःस्वभावे चरमे नवांशे वर्गोत्तमोयं मुनिभिःप्रदिष्टः

अ०—आद्ये नवांशे चरराशियातः तथा स्थिरे मध्यनवांशगः च द्विःस्वभावे चरमे नवांशे चेत् अय वर्गोत्तमः मुनिभिः प्रदिष्टः १८

ભાવાર્થ—પ્રથમ નવમાંશમાં (૩ અંશ ૨૦ કળાની અંદર) ચર રાશીનો ગ્રહ હોય તો વર્ગોત્તમી જાણવો, સ્થીર રાશીના મધ્ય નવમાંશમાં (૧૩-૨૦ પછી ૧૬-૪૦ સુધી) હોય તો તે વર્ગોત્તમી જાણવો, અને દ્વિઃસ્વભાવ રાશીના છેલ્લા નવમાંશમાં (૨૬-૪૦ પછી ૩૦-૦ સુધીમાં) ગ્રહ રહ્યો હોય તો તે વર્ગોત્તમી છે, એમ મુનીઓએ કહ્યું છે. ૧૮

मूलत्रिकोणानि रवेर्मृगेंद्रगोमेषकन्याधनतौलिकुंभाः ॥
रवीज्यभृग्वारशनैश्वराणां विंशांशवैस्ततत्परतः स्वभं स्यात् ॥
तुंगांशकेपूर्वफलो हिमांशुर्मूलात्रिकोणे परतो वृषे स्यात् ॥
विदः स्वतुंगांशकतः शरांशैर्मूलत्रिकोणं परतस्वभं च ॥

अ०—रवेः मृगेंद्रगोमेषकन्याघनतौलिकुंभाः रवीज्यभृग्वारशनैश्च-
णां त्रिंशल्लवैः मूलत्रिकोणानि ( स्युः ) तत्परतः स्वभं स्यात् १९
मांशुः तुंगांशकेषु उच्चफलः स्यात् परतः मूलत्रिकोणे च परतः वृषे
.ात् विदः स्वतुंगांशकतः शरांशैः मूलत्रिकोणं स्यात् परत स्वभं स्यात्

ભાવાર્થ—સિંહનો સૂર્ય, વૃષભનો ચંદ્ર, મેષનો મંગળ, કન્યાનો
ધ, ધનનો ગુરૂ, તુલાનો શુક્ર, કુંભનો શની, એ મૂલત્રીકોણી ગ્રહ
કહેવાય છે, રવી, ગુરૂ, શુક્ર, મંગળ, શની, એ વીશ અંશની અંદર
ય તો મૂળ ત્રીકોણી કહેવાય છે, અને વીશ અંશ પછીના
તાની રાશીના કહેવાય છે. ચંદ્ર, વૃષભના ત્રણ અંશ સુધી
ચ્ચનો અને ત્રણ અંશથી ૨૦ અંશ સુધી મૂલ ત્રીકોણી. અને પછી-
વરખ રાશીનો કહેવાય છે. તેમજ બુધ પંદર અંશસુધી ઉચ્ચનો,
દરથી ૨૦ સુધી મૂલ ત્રીકોણી અને પછી પોતાની રાશીનો છે. ૧૯-૨૦

सिंहाजगोचापमृगादिभागाश्चतुष्पदाख्यास्तु जलाभिधा-
ः ॥ मृगांत्यभागः पृथुरोमकुंभौ द्विपादसंज्ञास्तुलयुग्म-
न्याः ॥ २१ ॥ गोकर्कचापाजमृगास्तु पृष्ठोदयाः सयुग्मा-
जनीबलास्ते ॥ जूकालिकन्याझषलेयकुंभादिवाबलास्ते
शिरसः सयुग्माः ॥ २२ ॥

अ०—सिंहाजगोचापमृगादिभागाः चतुष्पदाख्याः ( स्युः ) तु
गांत्य भागः पृथुरोमकुंभौ जलाभिधानाः ( स्युः ) तु तुलयुग्मकन्याः
पादसंज्ञाः (स्युः) गोकर्कचापाजमृगाः पृष्ठोदयाः (स्युः) तु सयुग्माः
रजनीबलाः जूकालिकन्याझषलेयकुंभाः दिवाबलाः (स्युः) सयुग्माः
शिरसः ( स्युः ) २१—२२

ભાવાર્થ—મેષ, વૃષભ, સિંહ, ધન અને મકરરાશીનું પૂર્વાર્દ્ધ ચતુ-
ષ્પદ રાશી કહેવાય છે, મકર રાશીનું ઉત્તરાર્દ્ધ, કુંભ, અને મીન
જળચર રાશીઓ છે. મિથુન કન્યા, તુલા, એ દ્વીપાદ રાશીઓ છે.
મેષ, વૃષભ, કર્ક, ધન, મકર, એ પૃષ્ઠોદય, રાશીઓ છે. અને એ રા-
શીઓ તથા મિથુન રાશી, રાત્રી એ બળવાન છે. સિંહ, કન્યા, તુલા,
વૃશ્ચક, કુંભ, મીન, એ રાશીઓ દીવસે બળવાન છે, અને મિથુન
રાશીસહિત એ રાશીઓ શિર્ષોદયી છે.

चापादिभागो द्विपदाभिधानो ह्ययोपयाख्यः कथितो झषश्च
कीटयस्तथा ता॒ुट संज्ञकश्च जितमः कुलीरस्त्वथ लयसं ः॥

पाथोननामा क्रमशोथजूकः कौर्पिस्तथा तौक्षिक संज्ञितोन्यः ॥ आकोकराख्यः क्रमशस्तु मेषाद् हृद्रोगसंज्ञः कथितस्तु रिष्फः ॥ २४ ॥

अ०—चापार्दिभागः द्विपदाभिधानः (स्यात्) झषः उभयोदयाख्यः कथितः तथा क्रियः तावुरिसंज्ञकः जित्मः कुलीरः अथ लेयसंज्ञः क्रमशः पाथोननामा अथ जूकः कौर्पिः तथा तौक्षिकसंज्ञितः अन्यः आकोकराख्यः हृद्रोगसंज्ञः (तुपुनः) रिष्फः मेषात् क्रमात् कथितः २३ २४

ભાવાર્થ—ધન રાશીનું પૂર્વાર્દ્ધ દ્વિપાદ કહેવાય છે. મીન રાશી ઉભયોદયી છે ક્રીય, તાઉરી. જીત્મ, કુલીર, લેય, પાથોન, જૂક કોર્પી, તૌક્ષિક, આકોકર, હૃદ્રોગ, રિષ્ફ એ મેષ રાશીથી અનુક્રમે સંજ્ઞા જાણવી ૨૩

रक्तः श्वेतः पीतकः पाटलाभः पांडुश्चित्रः कृष्णवर्णः पिशंगः पीतश्चातः कर्बुरो बभ्रुवर्णो मालिन्यो जाद्राशिवर्णाः क्रमेण

अ०—अजात् क्रमेण रक्तः श्वेतः पीतकः पाटलाभः पांडुः चित्रः कृष्णवर्णः पिशङ्गः पीतः कर्बुरः बभ्रुवर्णः मालिन्यः राशिवर्णः कथितः

ભાવાર્થ—મેષ રાશીનો વર્ણ રાતો છે. વૃષભનો સફેત, મિથુનનો પોપટીયો, કર્કનો ગુલાબી, સિંહનો ધુમ્ર કન્યાનો ચિત્રવિચિત્ર. તુલાનો કૃષ્ણ, વૃશ્ચિકનો, સુનેરી, ધનનો પીળો, મકરનો કાબરચીત્રો, કુંભનો બભ્રુ, અને મીનનો મત્સ્ય વર્ણ છે.

ऋक्षश्चरो वेदपदोद्रिचारी रक्तोतिशब्दोल्पसवेंद्रदिक्पः॥ अहश्चरो ना विषमोद्गमी च मेषो भवेन्मीढकरूपधारी ॥

अ०—ऋक्षःचरः वेदपदः अद्रिचारी रक्तः अतिशब्दः अल्पसवेंद्रदिक्पः अहश्चरः ना विषमोद्गमी च मेषः मीढकरूपधारी भवेत् २६

ભાવાર્થ—ઋક્ષ. ચર, ચતુષ્પદ, પર્વત ઉપર ગતી કરનાર, રક્ત, વાચાળ, પુરૂષ, અલ્પજીવી, પૂર્વ દીશાપતી, દીવસે ફરનાર, વિષમ સ્થળે ગતી કરનાર, અને મેઢાના રૂપવાળી મેષ રાશી છે; ૨૬

[illegible]ोंगना [illegible] क्लतनुः स्थिरश्चयाम्येश्वरो [illegible]त्रिचरोंघ्रिपादः॥ पृथ्वीचरो[illegible]तिभरस्तु ऋक्षो मध्य[illegible]जः स्याद्विष[illegible] च ॥

अ०—अङ्गना शुक्लतनुः स्थिरः च याम्येश्वरः रात्रिचरः अंघ्रिपादः पृथ्वीचरः शीतभरः तु ऋक्षः मध्यमजः विषमोद्गमी वृषः स्यात्

ભાવાર્થ—સ્ત્રી, શ્વેતવર્ણી, સ્થીર, દક્ષણદીશાપતી, રાત્રીએ ફરનાર, ચતુષ્પદ, પૃથ્વી ઉપર ગતી કરનાર શીતપ્રકૃતિવાળી મધ્ય પ્રજાવાન, ઋક્ષ, અને, વિષમસ્થાનમાં ગતી કરનારી, વૃષભ રાશી જાણવી. ૨૭

युग्मः पुमान् द्विप्र॒ृति॑र्दिवागः स्निग्धस्तु शून्यौविषमो-द्गमी च ॥ मध्यप्रजः पश्चिमपो द्विपादो भूरिस्वनोष्णो युगलस्वरूपः ॥ २८ ॥

अ०—पुमान्द्विप्रकृतिः दिवागः स्निग्धः तु शून्यः विषमोद्गमी च मध्यप्रज :पश्चिमपः द्विपादः भूरिस्वनः ऊष्णः युगलस्वरूपः जित्मः स्यात् ) २८

ભાવાર્થ—પુરૂષ, દ્વિઃસ્વભાવ, દીવસે ફરનાર, સ્નિગ્ધ, શૂન્ય, વિષમ સ્થાનપર ગતી કરનાર, મધ્ય પ્રજાવાન, પશ્ચિમદિક્પતી, દ્વીપાદ, દીર્ઘશબ્દી, ઉષ્ણુ અને યુગ્મ સ્વરૂપવાળી મિથુન રાશી જાણવી. ૨૮

अंगना बहुस्रवश्च पाटलो रात्रिगो जलगतश्च शीघ्रगः ॥ स्निग्धभूरिचरणोत्तराधिपः श्लेष्मलः कमलभूश्च कुलीरः॥

अ०—अंगना बहुस्रवः च पाटलः च रात्रिगः जलगतः च शीघ्रतः स्निग्धभूरिचरणोत्तराधिपः श्लेष्मलः च कमलभूः कुलीरः स्यात् २९

ભાવાર્થ—સ્ત્રી, અતીશ્રાવ કરનાર, પાટલવર્ણ, રાત્રીએ ફરનાર, જળમાં ગતી કરનાર, શીઘ્રગામી, સ્નિગ્ધ, દીર્ઘપદી, ઉત્તર દીશાપતી. પિત્તપ્રકૃતિ, અને કમળથી ઉત્પન્ન થનારી કર્ક રાશી જાણવી. ૨૯

अल्पप्रसूर्वेदपदो द्युचारी दृढः स्थिरः प्राक्पतिरूष्णतेजाः॥ शब्दाधिकोरण्यचरोथ रूक्षः सिंहस्तथा धूसरविग्रहश्च ॥

अ०—अथ अल्पप्रसूः वेदपदः द्युचारी दृढ स्थिरः प्राक्पतिः ऊष्णतेजाः शद्वाधिकः अरण्यचरः ऋक्षः तथा धूसरविग्रहः सिंहःस्यात्

ભાવાર્થ—અલ્પ પ્રજાવાન, ચતુષ્પદી, દીવસે ગતી કરનાર, દ્રઢ, સ્થિર, પૂર્વદિક્પતી, ઉષ્ણ સ્વભાવ (પ્રતાપી) અધીક શબ્દ કરનાર, અરણ્યમાં ફરનાર. રૂક્ષ અને ચીત્રવીચીત્ર શરીરવાળી સિંહ રાશી જાણવી.

याम्येश्वरो रात्रिचरो द्विपादः शीतोंगना द्विप्रकृतिर्विचित्रः तुल्योद्गमी भूमिचरोल्पसूश्च ऋक्षोंगनाख्यो युवतिस्वरूपः॥

अ०—याम्येश्वरः रात्रिचरः द्विपादः शीतः अङ्गना द्विप्रकृतिः विचित्रः तुल्योद्गमी भूमिचरः अल्पसूः च ऋक्षः युवतिस्वरूपः अंगनाख्यः स्यात् ३१

ભાવાર્થ—દક્ષિણ દીશાપતી, રાત્રીએ ગતી કરનાર, દ્વિપદી, સ્ત્રી, શીત, દ્વીઃસ્વભાવ, વીચીત્ર, સમાનોદયી, પૃથ્વીપર ફરનાર, અલ્પ પ્રજાવાન, ઋક્ષ, અને સ્ત્રીના સ્વરૂપવાળી કન્યા રાશી જાણવી. ૩૧

चरोल्पसूः पश्चिमपो द्विपादः स्निग्धोतिकृष्णो दिनरात्रिचारी ॥ तुल्योदयः स्यात् पुरुषस्तथोष्णस्तुलास्वरूपा तु तुला निरुक्ता ॥ ३२ ॥

अ०—चरः अल्पसूः पश्चिमपः द्विपादः स्निग्धः अतिकृष्णः दिनरात्रिचारी तुल्योदयः तथा पुरुषः ऊष्णः तुलास्वरूपा तुला निरुक्ता

ભાવાર્થ—ચર, અલ્પ પ્રસવ કરનાર, પશ્ચિમ દીશાપતી, દ્વિપદી, સ્નીગ્ધ, અતી કૃષ્ણ વર્ણ. દીવસે અને રાત્રીએ ગતી કરનાર તુલ્ય ઉદયવાળી, પુરૂષ, ઉષ્ણ અને તાજવાના આકારની તોળા રાશી જાણવી.

अहोरात्रिगः पीतवर्णः कफी स्यादरण्यप्रचारोत्तराशापतिश्च ॥ समानोदयो भूरिपादः स्थिरश्च प्रसूनौ च मुक्तांगनालिः सतेजाः ॥ ३३ ॥

अ०—अहोरात्रिगः पीतवर्णः कफी अरण्यप्रचारोत्तराशापतिः च समानोदयः भूरिपादः स्थिरः अप्रसूतिः अङ्गना सतेजाः अलि समुक्तः

ભાવાર્થ—દીવસે અને રાત્રીએ ગતી કરનાર, પીતવર્ણી, કફપ્રકૃતી, અરણ્યમાં ફરનાર, ઉત્તર દીશાપતી. સમાનોદયી, ઘણા પગવાળી, સ્થિર, પ્રસવહીન, સ્ત્રી તેજસ્વી અને વિછુના આકારની વૃશ્ચિક રાશી જાણવી ૩૩

तुल्योद्गमी शीतरुचिर्दिवागः पीतोतिशब्दो पुरुहूतदिक्पः लघुर्नरः स्याद्विशरीरराशिर्धनुः स्वरूपो धननामधेयः ॥

अ०—तुल्योद्गमी शीतरुचिः दिवागः पीतः अतिशब्दः पुरुहूतदिक्पः लघु नरः द्विशरीरराशिः धनुःस्वरूपः धननामधेयः ( स्यात् )

ભાવાર્થ—સમાન ઉદયવાળી, શ્વેત, દિવસે ફરનાર, પીળા વર્ણવાળી, દીર્ઘ શબ્દી, પૂર્વ દીશાપતી, ધનુષ ધારણ કરનાર, પુરૂષ, દ્વિઃસ્વભાવ, ધનુષના આકારની ધન રાશી જાણવી ૩૪

याम्येश्वरो रात्रिचरोब्धिपादश्चरोल्पसू स्त्री तुहिनश्च ऋक्षः पाथश्चरः कर्बुरएणरूपो बुधैर्निरुक्तो मकराभिधानः ॥३५॥

अ०—याम्येश्वरः रात्रिचरः अब्धिपादः चरः अल्पसूः स्त्री तुहिनः च ऋक्षः पाथश्चरः कर्बुरः एणरूपः बुधैः मकराभिधानः निरुक्तः ३९

ભાવાર્થ—દક્ષિણ દીશાપતી, રાત્રીએ ફરનાર, ચતુષ્પાદ, ચર. અલ્પ, પ્રજાવાન, સ્ત્રી, શીત પ્રકૃતી, ઋક્ષ, જળમાં ગતી કરનાર, ચીત્રવીચીત્ર મૃગનાસરખી આકૃતીવાળી મકર રાશી જાણવી ૩૬

स्थिरो द्विपादः पुरुषः सतेज मध्यप्रदेशस्त्वचरोल्पवक्ता ॥ वारिप्रचारः परदिक्पतिश्च कुंभः प्रदिष्टो विषमोदयश्च ॥

अ०—स्थिरः द्विपादः पुरुषः सतेजाः मध्यमसूः घस्रचरः अल्पवक्ता वारिप्रचारः परदिक्पतिः च विशमोदयः कुंभः प्रादिष्टः ॥३६॥

ભાવાર્થ—સ્થિર, દ્વીપાદ, પુરૂષ, તેજસ્વી, મધ્યમ પ્રજાવાન, દીવસે ફરનાર, થોડું બોલનાર, જળના પ્રવાહવાળી, પશ્ચિમદીશ પતી, અને વીષમ ઉદયવાળી કુંભ રાશી જાણવી.

द्विपादोंबुगो रात्रिचारीकफीस्त्रीसतेजाः सदा भूरिसूर्द्विः-स्वभावः॥ बुधैर्मत्स्यरूपोत्तराशापतिश्च निरुक्तस्तु मीनो-तिमालिन्यशाली ॥ ३७ ॥

अ०—द्विपादः अंबुगः रात्रिचारी कफी स्त्री सतेजाः सदा भूरिसूः द्विःस्वभाव. मत्स्यस्वरूपोत्तराशापतिः तु ( पुनः ) अतिमालिन्यशाली बुधैः मीनः निरुक्तः ३७

ભાવાર્થ—દ્વીપદી, જળમાં રહેનાર, રાત્રીએ ફરનાર, કફપ્રકૃતીવાળી, સ્ત્રી, તેજસ્વી અતીપ્રજાવાન્, દ્વિ.સ્વભાવ, ઉત્તરદીશાપતી, અતીમલીન અને મત્સ્યના આકારની મીનરાશી જાણવી

तुल्योदया दीर्घतराः ।६ कर्कादितोथो मृगपूर्वकाः षट्॥ वक्रोदया ह्स्वतरा घटाजौ ह्स्वौ न दिर्घावुदितौ तु तुल्यौ मैत्रिस्ववर्गे सबला निरुक्ता होरात्रिभागं भृशमत्र चिंत्यम् फलं समग्रं खलु राशिजातं राशिस्वरूपेण बुधैरवादि ॥

अ०—अथो कर्कादितः षट् तुल्योदयाः दीर्घतराः ( स्युः ) मृगपूर्वकाः षट् वक्रोदयाः ह्स्वतराः घटाजौ ह्स्वौ न दीर्घौ ( स्यातां ) तु तुल्यौ उदितौ स्ववर्गे सबला मैत्री निरुक्ता अत्र होरात्रिभागं भृशं चिंत्यम् राशिजातं समग्रं फलं राशिस्वरूपेण बुधैः अवादि खलु ३९

ભાવાર્થ—કર્ક, સિંહ, કન્યા, તોલા, વૃશ્ચિક, ધન, એ છ રાશી સમાન ઉદયવાળી અને દીર્ઘતર છે. મકર, કુંભ, મીન, મેષ, વૃષભ, મિથુન એ છ રાશીઓ વક્રઉદયવાળી અને હ્રસ્વતર છે; કુંભ, અને મેષ રાશી ઘણી હ્રસ્વ નથી તેમ ઘણી દીર્ઘ નથી કીંતુ સમાન ઉદયવાળી છે. પોતાના વર્ગમાં મૈત્રી બળવાન કહેલી છે, અને તેમાં હોરા તથા દ્રેષ્કાણનો વિચાર કરવો અને ત્યારપછી રાશીથી ઉત્પન્ન થયેલું સંપૂર્ણ ફળ રાશીના સ્વરૂપથી પંડિતોએ કથન કરવું

अजालिपो भूतनयस्तु शुक्रस्तुलावृषेंद्रो मिथुनांगनापः॥ बुधस्तु कर्काधिपतिर्हिमांशुर्धनुर्झषेंद्रो धिषणाभिधानः॥ शनैश्चरः कुंभमृगाधिपः स्यात्सिंहाधिपो भास्करनामधेयः॥ कृष्णेंदुसूर्यारशनैश्चराख्याः पापास्समस्तैर्युतइंदुजोपि ॥

**अंगनैव सदनं तमसः स्यादुच्चमुक्तलवयुङ् मिथुनंच ॥**
**नीचमस्य च धनुर्ग्रहविद्भिर्यैरवादितमसोग्रहभावः ॥४२॥**

अ०—अजालिपः भूतनयः तु ( पुनः ) तुला वृषेंद्रः शुक्रः मिथुनांगनापः बुधः तु पुनः कर्काधिपतिः हिमांशुः धनुःझषेंद्रः धिषणाभिधानः स्यात् कुंभमृगाधिपः शनैश्चरः सिंहाधिपः भास्करनामधेयः ( स्यात् ) कृष्णेंदुसूर्यारशनैश्चराख्याः च तमः पापाः तैः युतः इंदुजः ( पापाः ) तमसः अंगनाः एव सदनं स्यात् उक्तलवयुक् मिथुनं उच्चं स्यात् च अस्य नीचं धनुः तमसः गृहभावः यैः गृहविद्भिः अवादिः ४१॥४२॥

ભાવાર્થ—મેષ, અને વૃશ્ચિકનો સ્વામી મંગળ છે, વૃષભ અને તુલાનો સ્વામી શુક્ર છે, મિથુન અને કન્યાનો સ્વામી બુધ છે, કર્કનો સ્વામી ચંદ્રમા છે, ધન મીનનો સ્વામી ગુરૂ છે, મકર અને કુંભનો સ્વામી શની છે, સિંહનો સ્વામી સૂર્ય છે, કૃષ્ણપક્ષનો ચંદ્ર; સૂર્ય મંગળ શની અને રાહુએ પાપ ગ્રહો છે, અને પાપગ્રહોની સાથે બુધ હોયતો તે પણ પાપગ્રહ જાણવો. રાહુ કન્યાનો સ્વગ્રહી અને મિથુન રાશીના ૨૦ અંશ સુધી ઉચ્ચનો છે, અને ધન રાશીના ૨૦ અંશ સુધી નીચનો છે. આ પ્રમાણે રાહુનો ગ્રહભાવ પંડીતોએ કહ્યો છે.

**निजेशसौम्यैग्रहवीक्षितो वा युतो हि राशिर्बलवान्निरुक्तः**
**विलोकितःपापखगैर्युतो यः सोत्यंतनैर्बल्यविमर्दितः स्यात्**

अ०—नीजेशसौम्यग्रहविक्षितः वा युतः हि राशिः बलवान् निरुक्तः यः पापखगैः विलोकितः वा युतः सः अत्यंतनैर्बल्यविमर्दितः स्यात्

ભાવાર્થ—જે રાશીને પોતાનો અધીપતી તેમજ શુભગ્રહો જોતા હોય અથવા તેનાથી યુક્ત હોય તો તે રાશી બળવાન છે. અને જે રાશીને પાપગ્રહો જોતા હોય અથવા યુક્ત હોય તો તે અત્યંત નિર્બળ છે. ૪૩

**पश्यंति पादं दशमे तृतीये द्विपाददृष्ट्या नवपंचमे च ॥**
**पादोनदृष्ट्या चतुरष्टसंज्ञे संपूर्णदृष्ट्या समसप्तमे च ॥४४॥**

अ०—दशमे तृतीये पादं पश्यंति च नवपंचमे द्विपाददृष्ट्या चतुरष्टसंज्ञे पादोनदृष्ट्या च पुनः समसप्तमे संपूर्णदृष्ट्या पश्यंति ४४

ભાવાર્થ—જે સ્થાનમાં ગ્રહો રહ્યા હોય ત્યાંથી ત્રીજે અને દશમે એક પાદજુવેછે, પાંચમે અને નવમે દ્વિપાદ દેખેછે. ચોથે અને આઠમે ત્રણ પાયા દેખેછે તેમજ પ્રથમે અને સાતમે સંપૂર્ણ દ્રષ્ટિથી દેખેછે. ૪૪

**इति श्रीबलभद्रात्मजयाज्ञिकनाथविरचितायां जातकचंद्रिकायां राशिप्रभेदाभिधाननामचतुर्थःप्रबोधःसमाप्तः ॥ ४ ॥**

## ॥ अथ पंचमः प्रबोधः प्रारंभः ॥

**रवीज्यभूमीतनयाः पुमांसः स्त्रियौ सितेंदू ज्ञशनी च षंढौ ईज्यास्फुजिद्भूतनयेंदुपुत्रा वेदेश्वरास्ते कथिता ग्रहज्ञैः॥१॥ रक्तौ कुजार्कौ च सितौ कवींदू पीतौ विदीज्यावसितः शनिः स्यात् ॥ सौम्यग्रहाश्चिन्हमसौम्यखेटो व्रणं स्ववर्ण-प्रतिमं विधत्ते ॥ २ ॥ सुरासुरेज्यौ खलु विप्रवर्णौ क्षत्रौ धरासूनुदिवामणी स्तः ॥ वैश्यः शशांकः शशिजश्चशूद्र-स्तमः शनीम्लेच्छजना निरुक्तौ ॥ ३ ॥ रविः पिता शीत-करश्च माता भौमः सहोत्थस्तु सुतो बुधः स्यात् ॥ बंधुः सुरेज्यो भृगुजोंगना च शनिस्तथा दासजनश्च चिंत्यः ॥**

अ०—रवीज्यभूमितनयाः पुमांसः सितेन्दू स्त्रियौ ज्ञशनी षंढौ ईज्यास्फुजितभूतनयेंदुपुत्राः वेदेश्वराः ग्रहज्ञैः कथिताः कुजार्कौ रक्तौ कवींदू सितौ विदीज्यो पीतौ शनि असितः सौम्यग्रहाः चिन्हं विधत्ते असौम्यखेटः स्ववर्णप्रतिमं व्रणं (विधत्ते) सुरासुरेज्यो विप्रवर्णौ खलु धरासूनुदिवामणी क्षत्रौ स्तः शशाङ्कः वैश्यः च शशिजः शूद्रः तमः शनी म्लेच्छजनौ निरुक्तौ रविः पिता च शीतकरः माता भौमः सहोत्थः बुधः सुतः सुरेज्यः बंधुः भृगुजः अङ्गना तथा शनिः दासजनः चिंत्यः १ २ ३ ४

ભાવાર્થ—રવી, મંગળ, અને ગુરૂ એ પુરૂષ ગ્રહ છે ચંદ્ર, અને શુક્ર, સ્ત્રી ગ્રહ છે. બુધ, શની, નપુંસક છે ઋગવેદનો સ્વામી ગુરૂ છે. યજુર્વેદનો શુક્ર, સામવેદનો મંગળ, અને અથર્વવેદનો સ્વામી બુધ છે, એમ પંડીતો કહે છે. સૂર્ય, મંગળ, નો રાતો રંગ છે. શુક્ર અને ચંદ્રમાનો સફેત છે. બુધ, ગુરૂ પીળા વર્ણના છે. શની શ્યામ છે. શુભ ગ્રહો પોતાના વર્ણ સમાન ચીન્હ કરે છે. અને પાપ ગ્રહો પોતાના વર્ણ સમાન વ્રણ કરે છે. ગુરૂ, શુક્ર, વિપ્રવર્ણ છે. મંગળ, રવી ક્ષત્રી છે. ચંદ્રમા વૈશ્ય છે. બુધ શુદ્ર છે, અને શની, રાહુ મ્લેચ્છ છે, સૂર્ય પિતા છે, ચંદ્ર માતા છે. મંગળ સહોદર છે. બુધ પુત્ર છે. ગુરૂ બંધુ છે, શુક્ર સ્ત્રી છે, અને શની સેવકજન છે,

**नात्युच्चदेहो मधुपिंगनेत्रः शूरोल्पकेशः पटुधी सुरूपः ॥ पित्तास्थिसारश्चतुरस्रगः स्यात्सूर्योरुणः स्निग्धवपुर्गभीरः॥**

गौरो मृदुः कुंचितकृष्णके- ॥ राजीवनेत्रो भृगुजः सकामः रक्ताधिकः शुभ्रवपुर्मृगांकः प्राज्ञो युवा वातकफस्वभावः॥ हिंस्रो ह्रस्वो दीप्तकायोतिकांतिः शूरस्त्यागी पैत्तिकस्तामसश्च ॥ मज्जासारो रक्तगौरो युवा स्यात्क्रूरश्चंडः पिंगलाक्षो महीजः ॥ ७ ॥ दूर्वालताश्यामवपुस्त्रिदोषी ह्रस्वः सदा मध्यमरूपधारी ॥ आरक्तनेत्रो मृदुवाक्कलाज्ञः शिरालनो- ज्ञस्तु रजोधिकः स्यात् ॥ ८ ॥ उत्कृष्टबुद्धिः कलधौतगौर. कफात्मकः पैंगललोचनश्च ॥ प्राज्ञो गुरुः सिंहरवः ससत्वो मदाधिको ह्रस्वतनुश्च दक्षः ॥ ९ ॥ कुटिलचिकुरभारः शुक्रसारोतिकामी करिकरनिभबाहुः श्लेष्मवाताधिकश्च ॥ समदकरटिगामी कांतिमानायताक्षः सजलजलदवर्णो भार्गवो राजसः स्यात् ॥ १० ॥ पिंगेक्षणः कृष्णवपुः शिरालो मूर्खोलसः स्थूलनखः खलात्मा ॥ क्रोधी जरावान्मलिनः कृशांगः स्नाय्वाततः सूर्यसुतोतिदीर्घः ॥ ११ ॥

अ०—नात्युच्चदेहः मधुपिंगनेत्रः शूरः अल्पकेशः पटुधीः सुरूपः पित्तास्थिसारः चतुरस्रगः स्निग्धवपुः गभीरः अरुणः सूर्यः स्यात् ॥ गौरः मृदुः कुंचितकृष्णकेशः राजीवनेत्रः सुभगः सकामः रक्ताधिकः शुभ्रवपुः प्राज्ञः युवा वातकफस्वभावः मृगाङ्कः ( स्यात् ) ॥ हिंस्रः ह्रस्वः दीप्तकायः अतिकांतिः शूरः त्यागी पैत्तिकः तामसः मज्जासारः रक्तगौरः युवा क्रूरः चंडः पिंगलाक्षः महीजः स्यात् ॥ दूर्वालताश्यामवपुः त्रिदोषी ह्रस्वः मध्यमरूपधारी आरक्तनेत्रः मृदुवाक् कलाज्ञः शिरालतः रजोधिकः ज्ञः स्यात् ॥ उत्कृष्टबुद्धिः कलधौतगौरः कफात्मकः पिंगललोचनः च प्राज्ञः सिंहरवः ससत्वः मेदाधिकः ह्रस्वतनुः दक्षः गुरुः स्यात् ॥ कुटिलचिकुरभारः शुक्रसारः अतिकामी करिकरनिभबाहुः श्लेष्मवाताधिकः च समदकरटिगामी कांतिमान् आयताक्षः सजलजलदवर्णः राजसः भार्गवः स्यात् ॥ पिंगेक्षणः कृष्णवपुः शिरालः मूर्खः अलसः स्थूलनखः खलात्मा क्रोधी जरावान् मलिनः कृशांगः स्नाय्वाततः अतिदीर्घः सूर्यसुतः ( स्यात् ) ५—११

ભાવાર્થ—સાધારણ ઉંચા કદનો, મધ સરખા પીળાં નેત્રવાળો શૂરવીર, થોડાવાળવાળો, તીવ્ર બુદ્ધિમાન્, સુંદર રૂપવાન, પીત્ત પ્રકુતિનો

ચતુરસ્ત્ર ગમન કરનાર, સ્નિગ્ધ શરીરવાળો, ગંભીર, અને રકત, સૂર્ય ગ્રહ છે. ગૌરવર્ણનો, કોમલ તથા કુટીલ કેશવાળો, કમલ સરખાં નેત્ર વાળો, ભાગ્યશાળી, કામી, રૂપવાન, બુદ્ધિમાન, વાત કફની પ્રકૃતિવાળો, અને યુવાન ચંદ્ર ગ્રહ છે. હીંસા કરનાર, હ્રસ્વ, તેજસ્વી, કાંતીવાન, શૂરવીર, ત્યાગી, પીત્ત પ્રકૃતિવાળો, તામસી, બલીષ્ટ, રકત ગૌર, યુવાન, ક્રૂરદ્રષ્ટીવાળો, પ્રચંડ અને પીળાં નેત્રવાળો મંગળ ગ્રહછે દુર્વા સરખા શ્યામ શરીરવાળો, ત્રીદોષી, વામન, મધ્યમ રૂપધારી, રકતનેત્ર વાળો, મૃદુ ભાષણ કરનાર, ઘણી શીરાવાળો કળાકુશળ, અને રજોગુણી બુધ છે બુદ્ધિશાળી, રૂપાના સરખા ગૌર વર્ણનો, કફ પ્રકૃતીવાળો, પીળાં નેત્ર, પ્રાજ્ઞ, અધિકમાંસવાળો, સિંહના સરખી ગર્જના કરનાર, બળવાન હ્રસ્વ શરીરવાળો અને કુશળ, ગુરૂ છે. કુટીલ કેશવાળો, અતી વીર્યવાન, અત્યંત કામી, હાથીની સુંઢ સરખા જેના હાથ છે, પીત્ત તથા વાયુની પ્રકૃતીવાળો, મદોન્મત્ત હાથીના સમાન ગમન કરનાર, કાંતીમાન, વિશાળ નેત્રવાળો, સજળમેઘસમાન વર્ણનો અને રજોગુણી શુક્ર છે. પીળાં નેત્રવાળો, કૃષ્ણવર્ણનો, ઘણી શીરાવાળો, મૂર્ખ. આળસુ, મોટા નખ-વાળો, ખળ, ક્રોધી, વૃદ્ધ, મલીન, શરીરે કૃશ, સ્નાયુવાળો અને અત્યંત દીર્ઘ, શનીગ્રહ છે. ૫ ૬ ૭ ૮ ૯ ૧૦ ૧૧

रवींदुदेवेशपुरोहितास्तुसत्वाः सितज्ञौ रजोगुणौस्तः ॥
तमोगुणौभौमशनैश्चरौयत्त्रिंशांशगोर्कस्यगुणीनरःस्यात् ॥

अ०—रवींदुदेवेशपुरोहिताः सत्त्वः सितज्ञौ रजोगुणौ स्तः भौम-शनैश्चरौ तमोगुणौ ( स्तः ) त्रिंशांशगः अर्कस्य गुणी नरः स्यात् १२

ભાવાર્થ—રવી, ચંદ્ર, અને ગુરૂ, સત્વગુણી છે, શુક્ર રજોગુણી છે. મંગળ ને શની તમો ગુણી છે, ત્રીંશાંશ કુંડલીની જે રાશીમાં સૂર્ય રહ્યા હોય તે રશીના સ્વામી જેવો તે માણસનો ગુણ હોય છે. ૧૨

तनोर्नवांशाधिपतेःसमानामूर्तिर्विचिंत्याबलशालिनोवा ॥
विधोर्नवांशाधिपतेस्तुवर्णःपरं विचार्याःकुलजातिदेशाः ॥

अ०—तनोःनवांशाधिपतेः समाना मूर्तिः विचिंत्या वा बलशा-लिनः ( मूर्तिः ) विचिंत्या तु विधोः नवांशाधिपतेः वर्णः ( विचार्यः ) च, कुलजातिवर्णाः विचार्याः ॥ १३ ॥

ભાવાર્થ—લગ્નના નવમાંશનાં સ્વામી સમાન આકૃતિ જાણવી અથવા જે ગ્રહ બળવાન હોય તેના જેવી આકૃતિ જાણવી અને

ચંદ્રમાના નવમાંશના અધીપતી સરખો ( એટલે નવમાંશ કુંડલીમાં ચંદ્ર જે રાશીમાં હોય તે રાશીના સ્વામી જેવો )વર્ણ જાણવો, તેમજ પોતાના કુળ તથા જાતીના વર્ણોનો પણ વિચાર કરવો.

**दिक्स्वामिनःसूर्यसिताख्यभौमतमोयमेंद्विंदुजजीवसंज्ञाः प्रोक्ताबुधैः पूर्वदिशःक्रमेणतत्रस्थितास्तेबलिनो ग्रहेंद्राः ॥**

अ०—पूर्वदिशः क्रमेण सूर्यसिताख्यभौमतमोयमेंद्विंदुजजीवसंज्ञाः बुधै दिक् स्वामिनः प्रोक्ता तत्र स्थिताः ते ग्रहेंद्राः बलिनः ( स्युः )

ભાવાર્થ—પૂર્વ દીશાના અનુક્રમથી, સૂર્ય, શુક્ર, મંગળ, રાહુ, શની, ચંદ્ર,બુધ, ગુરૂ, એ આઠે દીશાના અધીપતી છે. અને તે પોતાની દીશામાં રહ્યા હોય તો તે વધારે બળવાન્ છે.

**तनुर्धनंसोदरमित्रपुत्रशत्रुप्रियामृत्युशुभाः क्रमेण ॥ कर्मायसंज्ञव्ययनामधेयं लग्नादिभावाविबुधैरिहोक्ताः ॥ विलेख्य चक्रं रविभेदभिन्नं तन्वादिगाद्वादशराशयोत्र लेख्यास्तु वामात्खचरा निधेया यद्राशिगास्तत्र फलानि तेभ्यः ॥ १६ ॥**

अ०—इह क्रमेण तनुः धनं सोदरमित्रपुत्रशत्रुप्रिया मृत्यु शुभाः कर्मायसंज्ञव्ययनामधेयाः विबुधैः लग्नादिभावाःउक्ताः रविभेदभिन्नं चक्रं विलेख्य अत्र वामात् तन्वादिगः द्वादशराशयः लेख्याः तु यद्राशिगाः खचराः तत्र निधेयाः तेभ्यः फलानि ॥ १६ ॥

ભાવાર્થ—તનુ, ધન, સહોદર મીત્ર, પુત્ર, શત્રુ, સ્ત્રી, મૃત્યુ, શુભ, કર્મ, આય અને વ્યય, એ પ્રમાણે બારે ભાવની સંજ્ઞા પંડીતોએ કહી છે. બાજુમાં જેમ કુંડલી કાઢેલી છે તેમ અથવા બાર કોષ્ટકની કુંડલી ચીતરવી અને તેની અંદર જે લગ્નમાં જન્મ થયો હોય તે લગ્નથી અનુક્રમે રાશીઓ વામબાજુથી મુકવી અને ગ્રહો લખવા, અને જે સ્થાનમાં ગ્રહો રહ્યા હોય તેનું ફળ જોવું.




**वयःप्रमाणं सुखदुःखरूपं लक्ष्माण्यथो साहसजातिवर्णाः विलोकनीया तनुतोत्र सम्यक् होरागमज्ञानविराजमानैः॥**

अ०—अथो होरागमज्ञानविराजमानैः अत्र तनुतः सम्यक् वयः प्रमाणं सुखदुःखरूपं लक्ष्माणि साहसजातिवर्णाः विलोकनीयाः १७

ભાવાર્થ—શરીરનું પ્રમાણ, સુખ, દુઃખ, લાખુ, સાહસ, જાતી, વર્ણ, એ પ્રથમભાવમાં જોવું એમ, જયોતિષશાસ્ત્ર જાણનારા પંડીતોએ કહ્યુંછે.

कुटुंबधातुव्यवहाररत्नकोशाभिधानानि च संग्रहश्च ॥
होराविलासैर्मुनिभिर्विलोक्या धनाभिधाने भवने पदार्थाः॥

अ०—होराविलासैः मुनिभिः धनाभिधाने भवने कुटुंबधातुव्यवहाररत्नकोशाभिधानानि च संग्रहः एते पदार्थाः विलोक्याः ॥ १८

ભાવાર્થ—કુટુંબ ધાતુ વ્યવહાર, રત્ન, કોષ, ( ભંડાર ) સંગ્રહ, એ બીજા ભાવમાં જોવું.

भृत्यविक्रमसहोदरसौख्यमंतिजीवसुखं विलोक्यम्॥
जातकार्णवनियामकमुख्यैः साधुतापि सहजाभिधनाम्नि॥

अ०—जातकार्णवनियामकमुख्यैःसहजाभिधभावे भृत्यविक्रमसहोदर सौख्यं अंतिजीवसुखं साधुता अपि प्रविलोक्यं ॥ १९ ॥

ભાવાર્થ—નોકર, રાક્રમ, ભાઇભાંડુ, વૃદ્ધાવસ્થાનુંસુખ, અને સાધુતા, એ ત્રીજા ભાવમાં જોવું.

ग्रामगेहजननीपशुतो यत्क्षेत्रजोद्यमविदेशजसौख्यं ॥
सूरिभिः सकलमत्र विलोक्यं मित्रदेहसुखमंबुनिकेते ॥

अ०—अत्र अंबुनिकेते सूरिभिः ग्रामगेहजननिपशुतः यत्क्षेत्रजोद्यमविदेशज सौख्यं मित्रदेहसुखं सकलं विलोक्यं । २० ॥

ભાવાથ—ગામ, ઘર, માતા, પશુ, વાહન, ક્ષેત્રજ ઉદ્યમ, ( ખેતીવાડી ) વિદેશ, મન અને દેહનું સુખ ચોથા ભાવમાં જોવું.

नीतिगर्भविनयात्मजविद्यामंत्रबुद्धिकिलकाव्यकृतिश्च ॥
चिंतनीयमिदमत्र विशेषाद्धौरिकैस्तनयधाम्नि निकेते॥२१॥

अ०—अत्र तनयधाम्नि निकेते हौरिकैः विशेषात् नीतिगर्भविनयात्मजविद्यामंत्रबुद्धिकिलकाव्यकृतिः इदं चिंतनीयं ॥ २१ ॥

ભાવાર્થ—નીતી, ગર્ભ, વીનય, પુત્ર, વિદ્યા, મંત્ર, બુદ્ધિ, કવીતા શકિત. ઇત્યાદિ પાંચમા સ્થાનમાં જોવું.

रकभंग-शत्रुविचारो मातृपक्ष दुःखमप्यखिलं यत् ॥
चिंतनीयमिह यत्पशुजातं हौरिकैररिनिकेतनतश्च ॥ २२ ॥

अ०—शौरिकैः इह अरिनिकेतनतः क्रूरकर्मगदशत्रुविचारः च मातृपक्षसुखं यत् पशुजातं ( सुखं ) तद् अखिलं चिंतनीयं ॥२२॥

ભાવાર્થ—ક્રૂરકર્મ રોગ, શત્રુ, મોસાળપક્ષનું સુખ તથા પશુનું સુખ એ છઠ્ઠા ભાવમાં જેવું.

जायावाणिज्यमरणप्रयाणसौख्यं तथा मार्गभवं विलोक्यः
दौरोदरं स्तेयभवो विचारो जायाभिधाने भवनेऽत्र सम्यक्

अ०—अत्र जायाभिधाने भवने जायावाणिज्यमरणप्रयाणसौख्यं तथा मार्ग भवं दौरोदरं स्तेयभवः विचारः (एतत्) सम्यक् विलोक्यं॥

ભાવાર્થ—સ્રી, વ્યાપાર, રણ ( યુદ્ધ, ) પ્રયાણ, માર્ગનું સુખ, ધુત અને તસ્કરવિદ્યા, એ સાતમા ભાવમાં જેવુ.

आयुर्नदीतारविचारदुर्गवैषम्यशस्त्राद्यति संकटं च ॥
विलोकनीयं खलु सर्वमेतद्रंध्राभिधाने भवने सुधीभिः ॥

अ०—सुधीभिः रंध्राभिधाने भवने आयुः नदीतारविचारदुर्गवैषम्य शस्त्रादि अतिसंकटं एतत् सर्वं विलोकनीयं खलु ॥२४॥

ભાવાર્થ—આયુષ્ય, નદીમાં તરવાનું, દુર્ગ, વિષમસ્થાન, શસ્ત્રથી સંકટ એ સઘળું આઠમા સ્થાનમાં જેવું.

आचारभाग्योदयधर्मतीर्थपुराणभावाश्च विलोकनीयाः ॥
होराभिधानार्णवपारयातैर्मुनिप्रवर्यैरिह धर्मभावे ॥ २५ ॥

अ०—इह धर्मभावे होराभिधानार्णवपारयातैः मुनिप्रवर्यैः आचारभाग्योदयधर्मतीर्थपुराणभावाः विलोकनीयाः ॥२५॥

ભાવાર્થ—શુભાશુભ આચાર, ભાગ્યોદય, ધર્મ તીર્થયાત્રા, અને પુરાણ ઇતિહાસની કથા વગેરેનું નવમા ભાવમાં જેવું.

व्यापारमुद्रोच्चपदाप्तिराज्यनरेंद्रमानानि च कर्मजीवः ॥
पितुः सुखाप्तिः सकलं विलोक्य राज्याभिधाने भवने सुधीभिः

अ०—सुधीभिः राज्याभिधाने भवने व्यापारमुद्रा उच्चपदाप्तिराज्यनरेंद्रमानानि च कर्मजीवः पितुः सुखाप्तिः सकलं विलोक्यं २६

ભાવાર્થ—વ્યાપાર, ઉચ્ચસ્થાન પ્રાપ્તી, રાજ્ય, કર્મ, જીવ, અને પીતાનું સુખ વગેરે દશમા ભાવમાં જેવું

रत्नवस्त्राशिबिकागजेभमंडनानि गृहमंगललाभः ॥
अश्वयानः सर्वमत्रावलोक्यं लाभनामभवने मुनिवर्यैः ॥२७॥

